# દિવાની નવો કાયદો.

(સન ૧૮૭૭ નો આક્ટ ૧૦ મો.)



## દિવાની કામ ચલાવવાની રીત બાબત ના કાયદાનો સવિસ્તર મતલબ.



ઈંગ્રેજી ઉપરથી ગુજરાતીમાં.

**વકીલ. ગોવિંદલાલ બાલાજીએ**

રચ્યો.

---

**અમદાવાદ મધ્યે.**

**શા. લલુભાઈ સુરચંદ**

અમદાવાદમા આસતોડિયાની સડક ઉપરના ડેહેલામાં

અમદાવાદ સમાચાર છાપખાનામા

છાપી પ્રસિદ્ધ કર્યો.

સન ૧૮૭૭.

કીમત રૂ ૧ ) એક રૂપીઆ

# સુચના.

આ પાયદો આવતા અક્ટોંબર માસની તા૦ ૧ લીએ અમલ (વહિવટ) માં આવનાર છે. એનો ગુજરાતી તરજુમો હજુ થયો નથી અને અક્ટોંબરની આખરમાંજ તે છપાઈ બાહાર પડશી એમ ધરાય છે તેની અગાઉ વાકેફી મેળવવા આ કાયદો દિવાની કામ કરનાર ન્યાયાધિશો તથા વકીલો વિગરેને ઘણો ઉપયોગી માટે અમોએ તેની દરેક કલમનો ખરેખરો મતલબ શો છે તે કડાવીને તઈયાર કીધો છે.

આ કાયદાની સંપુરણ કલમ વાંચતાં કંટાળો છુટે તથા સાધારણ અકલનો માણસ એકદમ સમજી શકે નહી પણ આ વાંચવાથી ઝટ અને કલમનો સવિસ્તર મતલબ સમજમાં આવે તેવું છે એટલુંજ નહી પણ તે સરવને લેવાને બની આવે માટે તેની કીમત હાલ જુન માસની આખર સુધી રૂ૦-૧૨-૦ લેવી ઠરાવી છે. દેશાવરવાળાને ટપાલના રૂ૦-૨-૦ જુદા આપવા પડશી માટે જોઈએ તેણે આ ચોપડીમાં લખેલા ઠેકાણા પ્રમાણે અમારા જોગ લખવું.

શેવક. લલુભાઈ સુરચંદ સહી.

# अनुक्रमणीका.



| વિષય | પાનું |
|---|---|
| પ્રારંભ | ૧ |

**ભાગ ૧ લો.**

| | |
|---|---|
| બાબ ૧ લો—કોરટની હકુમત તથા એક બાબત થઈ ગએલો નિર્ણય. | ૫ |
| બાબ ૨ જો—ફરીયાદી કરવાની જગા વિશે. | ૭ |
| બાબ ૩ જો—પક્ષકારો અને તેમનું હાજર થવું અને કૃત્યો. | ૧૨ |
| બાબ ૪ થો—દાવો બાંધવા વિશે. | ૧૮ |
| બાબ ૫ મો—દાવા દાખલ કરવા વિશે. | ૨૧ |
| બાબ ૬ ઠો—સમન્સ કાહાડવા તથા બજાવવા વિશે. | ૩૦ |
| બાબ ૭ મો—પક્ષકારોનું હાજર થવું તથા નહી હાજર થવાના પરિણામ. | ૩૯ |
| બાબ ૮ મો—લખેલી હકીકત અને સામો દાવો. | ૪૪ |
| બાબ ૯ મો—કોરટે પક્ષકારને તપાસવા બાબત. | ૪૭ |
| બાબ ૧૦ મો—દસ્તાવેજો બાબત. | ૪૮ |
| બાબ ૧૧ મો—ઈશ્યુ મુકરર કરવા વિશે. | ૫૮ |
| બાબ ૧૨ મો— પેહેલી રજુવાતે દાવાની વ્યવસ્થા. | ૬૧ |
| બાબ ૧૩ મો—મુલતવી રાખવા વિશે. | ૬૨ |
| બાબ ૧૪ મો—શાહેદીયો ઉપર સમન્સ તથા હાજર કરવા વિશે. | ૬૩ |

બાબ ૧૫ મો—દાવાની સુનાવણી તથા શાહેદીની તપાસ. ૭૦
બાબ ૧૬ મો—આર્બીટ્રેશન વિશે. ૭૫
બાબ ૧૭ મો—ફેંસલા તથા હુકમનામાં વિશે. ૭૬
બાબ ૧૮ મો—ખરચ વિશે. ૮૨
બાબ ૧૯ મો—હુકમનામાં બજાવવા બાબત. ૮૩
બાબ ૨૦ મો—નાદાર હુકમનામાના દેણદારો બાબત. ૧૨૮

## ભાગ ૨ જો.

### લગતાં કામો બાબત.

બાબ. ૨૧ મો—પક્ષકારેનું મરણ; લગ્ન તથા નાદારી વિષે. ૧૩૫
બાબ ૨૨ મો—દાવા એંચી લેવા તથા પતી જવા બાબત. ૧૩૯
બાંબ ૨૩ મો—કોરટમાં પઈસા ભરવા વિશે. ૧૪૦
બાબ ૨૪ મો— ખરચ વિશે જામીન લેવા બાબત. ૧૪૧
બાબ ૨૫ મો- કમીશન વિશે. ૧૪૨.

## ભાગ ૩ જો.

### અમુક બાબતના દાવા વિષે.

બાબ ૨૬ મો—નાદારના દાવા. ૧૪૭
બાબ ૨૭ મો—સરકાર અગર સરકારી નોકરના અગર તેમના ઉપરના દાવા. ૧૫૨
બાબ ૨૮ મો—પરદેશી માણસના દાવા તથા પરરાજ અને દેશી રાજાઓના અગર તેમના વિરૂધના દાવા. ૧૫૪

બાબ ૨૯ મો—કારપોરેશન તથા કંપનીના તથા તેમના ઉપરના દાવા. ૧૫૬
બાબ ૩૦ મો—ટ્રસ્ટી, એકઝીક્યુટર તથા એડમીનીસ્ટ્રેટરના ઉપર તથા તેમણે કરેલા દાવા. ૧૫૭
બાબ ૩૧ મો—સગીર તથા ચીતભ્રમ દીલના માણસોના તથા તેમના ઉપરના દાવા. ૧૫૮
બાબ ૩૨ મો—લશકરી માણસ અને તેમના ઉપરના દાવા. ૧૬૪
બાબ ૩૩ મો—ઈન્ટર પ્લીડર. ૧૬૫

## ભાગ ૪ થો.

### શરતી ઈલાજો.

બાબ ૩૪ મો—ફેંસલા થતાં પેહેલાં પકડવા તથા જપ્તી કરવા બાબત. ૧૬૮
બાબ ૩૫ મો—થોડા દીવસ માટે તાકીદી હુકમ તથા પેટા હુકમો. ૧૭૩
બાબ ૩૬ મો—વહિવટદાર નીમવા બાબત. ૧૭૬

## ભાગ ૫ મો.

### ખાસ કામો

બાબ ૩૭ મો—લવાદને સોંપવા બાબત. ૧૭૭
બાબ ૩૮ મો—પક્ષકારોના કરારો ઉપરથી કામ ચલાવવા બાબત. ૧૮૪

બાબ ૩૯ મો—વેચાય એવા લેખની રૂઈએ સંક્ષેપ કામ
ચલાવવાની રીતી. ૧૮૬

બાબ ૪૦ મો—સાર્વજનિક ધર્માદા બાબતના દાવા વિશે. ૧૮૮

## ભાગ ૬ ઠો.

### અપીલો વિષે.

બાબ ૪૧ મો—અસલ હુકમનામા ઉપરથી અપીલો વિશે. ૧૮૯

બાબ ૪૨ મો—અપીલના હુકમનામા ઉપરથી અપીલો
બાબત. ૨૦૧

બાબ ૪૩ મો—હુકમો ઉપર અપીલ. ૨૦૨

બાબ ૪૪ મો—નાદારીમાં અપીલ વિશે. ૨૦૫

બાબ ૪૫ મો—ક્વીન કોંસીલમાં અપીલ કરવા બાબત. ૨૦૬

## ભાગ ૭ મો.

બાબ ૪૬ મો—હાયકોરટને રેફરેન્સ કરવા બાબત તથા
તે કોરટે ફરી તપાસ કરવા બાબત. ૨૧૨

## ભાગ ૮ મો.

બાબ ૪૭ મો—ફેંસલાની ફરી તપાસ બાબત. ૨૧૪

## ભાગ ૯ મો.

બાબ ૪૮ મો—બાદશાહી સનંદથી સ્થાપેલી હાયકોરટ
સબંધી ખાસ નિયમો ૨૧૭

## ભાગ ૧૦ મો.

બાબ ૪૯ મો—પરચુરણ બાબત. ૨૨૯

# સન ૧૮૭૭ નો આક્ટ ૧૦ મો.

## દિવાની કામ ચલાવવાની રીત બાબતના કાયદાનો સવીસ્તર મતલબ.



### પ્રારંભ.

૧. આ કાયદાને દિવાની કામ ચલાવવાની રીત બાબતનો કાયદો કહેવો, અને તે તા૦ ૧ લી અક્ટોબર સન ૧૮૭૭ ના રોજથી અમલમાં આવશે, અને તે હિંદુસ્તાન માંહેના તમામ ઇંગ્રેજી રાજ્યમાં આ કલમ તથા ત્રીજી કલમ સન ૧૮૭૪ ના ૧૫ મા આક્ટમાં બતાવેલા જીલ્લાઓ શિવાયને લાગુ થશે.

૨. નીચે લખેલા શબ્દોનો અર્થ નીચે લખ્યા પ્રમાણે સમજવો.

"બાબ" એટલે આ કાયદાનો બાબ.

"જીલ્લો અને જીલ્લાકોર્ટ" એટલે મુખ્ય અસલ દિવાની કોર્ટની હકુમત હોય તે, અને તેમા હાયકોર્ટની અસલ દિવાની બાજુનો સમાસ થાય છે. આ કાયદાના કારણસર જીલ્લાકોર્ટથી નીચા દરજ્જાની તમામ કોર્ટો અને તમામ સ્માલકાઝકોર્ટો, તે હાયકોર્ટની તથા જીલ્લાકોર્ટના તાબાની કોર્ટો સમજવી.

"પ્લીડર" એટલે દરેક કોર્ટમાં બીજાને માટે હાજર થઈ તકરાર કરી શકે તેમાં આડવોકેટ, વકીલ અને હાયકોર્ટના આટરનીનો સમાસ થાય છે.

"સરકારી વકીલ" એ શબ્દમાં આ કાયદાથી સરકારી વકીલને જે કાંઈ કામ કરવાને સ્પષ્ટ રીતે ઠરાવેલું હોય અને તે કરવાને સ્થાનિક સરકાર જે સખ્સને નીમે તેનો સમાસ થાયછે.

'કલેકટર' એટલે મેહેસુલનું કામ કરનાર તમામ અધિકારીયો.

"જજમેંટ" એટલે કોઈ દાવાનો અગર બીજા કોઈ ઈનસાફની રાહે ચાલેલા કામનો ઠરાવ કરવામાં ન્યાયાધિશ પોતાના ફેંસલાના સબબોની હકુમત બતાવે તે.

"હુકમનામું" એટલે દાવા અગર બીજા કોઈ ઈનસાફની રાહે ચાલેલા કામનો પરિણામ કોર્ટના હુકમથી રીતસર કરેલો હોય તે, પણ અપીલમાં ફરી તપાસને માટે કામ પાછું મોકલવાનો હુકમ કરવામાં આવે તેનો આ વાખ્યામાં સમાસ થતો નથી.

"જડ્જ" એટલે કોર્ટનો મુખ્ય અધિકારી.

"હુકમનામાનો દેણદાર" એટલે જે શખ્સની વિરૂધ હુકમનામું અગર હુકમ કરવામાં આવ્યો હોય તે.

"હુકમનામાવાળો" એટલે જે સખ્સના લાભમાં હુકમનામું થયું હોય તે, અને તેમાં આવું હુકમનામું કોઈ સખ્સના નામ ઉપર ચઢાવી આપવામાં આવે તે સમજવો.

"લખેલું" એટલે છાપેલું તથા સીલા છાપથી છાપેલું હોય તેનો સમાસ થાય છે.

"સહી થએલું" એટલે જે માણસ લખી શકતો ના હોય તેણે કરેલું નીશાન હોય તેનો સમાસ થાય છે.

"પરરાજ્યની કોર્ટ" એટલે હિંદુસ્તાન માંહેની ઈંગ્રેજ સરકારના રાજ્યની હદની બાહાર જે કોર્ટનો અધિકાર, હિંદુસ્તાન માંહેના ઈંગ્રેજી રાજ્યમા ના હોય અને જેને ગવરનર જનરલ ઈનકોંસીલે સ્થાપેલી ના હોય તે.

"પરરાજ્યનું જજમેંટ" એટલે પરરાજ્યની કોર્ટે કરેલો ફેંસલો.

"પબલીક ઓફીસર" એટલે દરેક જડજ અને દરેક સનંદી નોકરો વિગરે.

"સરકાર" એટલે હિંદુસ્તાનની સરકારનો અને સ્થાનિક સરકારનો સમાસ થાય છે.

૩. આ લગાયત જોડેલા પેહેલા પરીશિષ્ટમાં જે કાયદા બતાવવામાં આવેલા છે તે આ કાયદાથી તે પરીશિષ્ટના ત્રીજા કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે રદ કરવામાં આવ્યા છે.

૪. ત્રીજી કલમમાં જે ઠરાવ છે તે શિવાય આ આકટમાં લખેલી કોઈ પણ હકીકત, સન ૧૮૬૫ ના મધ્ય પ્રાંત વિગરેની કોર્ટના આકટને લાગુ થતી નથી.

૫. સન ૧૮૬૫ ના ૧૧ મા આકટ પ્રમાણે જે સ્માલકૉ

કાજકોર્ટો સ્થાપવામાં આવેલી છે. તેને આ કાયદાના જે બાબત તથા કલમો લાગુ છે. તે આ લગાયત જોડેલા બીજા પરીશિષ્ટમાં બતાવ્યું છે. પણ આ કાયદામાં જે કાંઈ ઠરાવ છે તેથી જપ્તી કરવા બાબત અગર હુકમનામાં બજાવવા બાબત તે કોર્ટોને જે કાંઈ અધિકાર છે તેમાં વધારો થતો નથી.

૬. મીલીટરી કોર્ટ આફ રીકવેસ્ટની હકુમતમે અગર તેની કામ ચલાવવાની રીતને હરકત થતી નથી વિગરે.

૭. આ કલમમાં જે કાયદા (સન ૧૮૩૦ નો ૧૩ મો તથા સન ૧૮૪૦ નો ૧૫ મો.) બતાવ્યા છે તે કાયદાઓના ઠરાવથી આ કાયદાનો ઠરાવ વિરૂદ્ધ નહી હોય તો, આ કાયદા પ્રમાણે જાગીરદારો વિગેરે અધિકારીઓને જે મુકરદમા સાંભળવાનો અધિકાર છે તે મુકરદમામાં તથા અપીલમાં ચાલવું જોઈએ.

૮. કલકત્તા, મદ્રાસ, અને મુંબાઈના શેહેરોમાં જે સ્માલકાજકોર્ટો સ્થાપવામાં આવેલી છે, તેમાં થએલા કોઈ દાવાને આ કાયદાની કલમ ૩,૨૫,૮૬,૨૨૩, ૨૨૫,૩૮૬ અને બાબ ૩૯ મામાં જે ઠરાવો છે તે શિવાય આ કાયદા લાગુ નથી વિગરે.

૯. આ કાયદાના નીચે મુજબ ૧૦ ભાગ કરવામાં આવેલા છે.

૧ તમામ દાવા, ૨ લગતાં કામો, ૩ અમુક કામના દાવા, ૪ શરતી ઈલાજ, ૫ ખાસ કામો, ૬ અપીલો, ૭ હાઈ

કોર્ટને કરેલાં રેફરન્સ તથા તે કોર્ટે કરેલી ફરી તપાસ, ૮ ફેંસલાની ફરી તપાસ, ૯ બાદશાહી સનંદથી સ્થાપેલી હાઈકોર્ટ સબંધી ખાસ નિયમો, ૧૦ અમુક પરચુરણ બાબતો.

---

# ભાગ ૧ લો.

## બાબ ૧ લો.

### કોર્ટની હકુમત તથા એક વખત થઈ ગએલો નિર્ણય.

---

૧૦ કોઈ સખસ પોતાના કુળના કારણથી અગર જન્મ ભુમીના કારણથી કોઈપણ દિવાની કામમાં, કોઈપણ કોર્ટની હકુમતમાંથી બાતલ પતો નથી.

૧૧ આ કાયદામાં જે ઠરાવ છે તે પ્રમાણે તે કોર્ટો તમામ દિવાની પ્રકારના દાવા સાંભળશે, પણ જે દાવાઓની સુનાવણી ચાલુ કાયદા પ્રમાણે થઈ શકતી નહી હોય તે તેઓ સાંભળશે નહી.

૧૨. કલમ ૨૦ મી પ્રમાણે જે દાવા બંધ રાખવામાં આવેલા હોય તે શિવાય તેની તેજ કોર્ટમાં અગર બીજી કોઈ ઈંગ્રેજ સરકારના મુલકની અંદર અગર તે બાહાર ગવરનર જનરલ ઈનકોંસીલની હુકમથી જે કોર્ટ સ્થાપવામાં આવેલી

હોય તે કોર્ટમાં તેના તેજ પક્ષકારો વચ્ચે આગળ દાખલ થએલા દાવામાં ઇશ્યુની બાબત ખરી રીતે તેની તેજ હોય તો તેવા બીજા દાવાની કોઇ કોર્ટે તપાસ કરવી નહી.

૧૩. કોઇપણ દાવો અગર ઇશ્યુ જેનો પ્રથમ ખરી રીતે તેના તેજ પક્ષકારો વચ્ચે અગર તેની તરફથી દાવો કરનારની વચ્ચે નિર્ણય થઇ ગએલો હોય તો તેવા દાવાની અગર ઇશ્યુની કોઇ કોર્ટે તપાસ કરવી નહી.

૧૪. પરરાજનો કોઇ ફેંસલો જો તે કામના ગુણદોષ ઉપર આપવામાં આવેલો ના હોય, અગર કોઇ કાયદાના ભુલ ભરેલા વિચારથી પ્રોસીડીંગ ઉપરથી પ્રથમ દર્શનીક માલમ પડતુ હોય અગર જે કોર્ટની રૂબરૂ તે રજુ કરવામાં આવતું હોય તે કોર્ટના અભિપ્રાયમાં એમ આવતુ હોય કે તે સ્વભાવિક ન્યાયથી વિરૂધ્ધ છે, અગર તે કપટથી મેળવવામાં આવ્યું હોય અગર હિંદુસ્તાનમાં ઇંગ્રેજ સરકારના રાજમાં કોઇ કાયદો ચાલુ હોય તે કાયદો તોડ્યાના આધારથી કાંઇ દાવો હોય તો, તે ફેંસલાથી હિંદુસ્તાનમાં ઇંગ્રેજ સરકારના રાજમાં કોઇ દાવાને અટકાવ થશે નહી.

## બાબ ૨ જો.

### ફરીયાદ કરવાની જગા વિષે.

૧૫. દરેક દાવો નીચા દરજ્જાની મુખત્યાર કોર્ટમાં કરવો.

૧૬. કોઈપણ કાયદામાં પૈશા વિગર બાબતની જે કાંઈ હદ ઠરાવેલી હશે તે હદની સાથે નીચે લખેલી બાબતોના દાવા એટલે:—

(अ) સ્થાવર મીલકત લેવા બાબત.

(ब) સ્થાવર મીલકતની વેહેચાણ કરવા બાબત.

(क) ગીરો મુકેલી સ્થાવર મીલકત છોડાવવાના અગર તે છોડાવવું બંધ કરવા બાબત.

(ड) સ્થાવર મીલકતમાં અગર તે સબંધી હરકોઈ બીજો હકસબંધ હોય તેનો નિર્ણય કરવા બાબત.

(इ) સ્થાવર મીલકતને નુંકશાન કરવાથી કંપનસેશન લેવા બાબત.

(फ) જંગમ મીલકત જે ઉપર જપ્તી હોય તે લેવા બાબત.

જે કોર્ટની સ્થાનિક હકુમતની અંદર મીલકત હશે તે કોર્ટમાં કરવા, પણ જે સ્થાવર મીલકતને નુકશાન થવાથી કંપનસેશન લેવા અગર તે સબંધી જે દાવા હોય, અને તે મીલકત પ્રા. અગર તેની તરફથી કોઈના કબજામાં હોય તેથી તે પ્રા. જાતે માને અને તે દાવો કરતી વખત માગેલી દાદ

મળી શકે તેવું હોય તો તે દાવા જે કોર્ટની હકુમતમા તે મીલકત હોય તે કોર્ટમાં અગર જે કોર્ટની હકુમતમાં પ્રા. ખરી રીતે રહેતો હોય અગર કામ ધંધો કરતો હોય તે કોર્ટમાં ચાલશે.

૧૭. સદરહુ હદની સાથે તમામ બીજા દાવા જે કોર્ટની હકુમતની અંદર,

(अ) દાવાનું કારણ ઉત્પન્ન થયું હશે અગર,

(ब) તમામ પ્રતીવાદીયો દાવો કરતી વખતે ખરી રીતે અને ખુશીથી રહેતા હોય અગર કામ ધંધો કરતા હોય અગર,

(क) તેમાંનો કોઈ પ્રતીવાદી દાવો કરતી વખતે ખુશીથી ખરી રીતે રહેતો હોય અગર કામ ધંધો કરતો હોય, પણ તેવા દાવામાં કોર્ટની પરવાનગી જોઈએ અગર જે પ્રતીવાદી કોર્ટની હકુમતની અંદર રહેતો ના હોય અગર કામ ધંધો કરતો ના હોય તેની તેમાં કબુલત જોઈએ.

૧૮. કોઈ સખસને અગર જંગમ મીલકતને નુકશાન કરવાથી કંપનસેશન લેવા બાબતના દાવા હોય, અને તે નુકશાન એક કોર્ટની હકુમતની અંદર થએલું હોય અને પ્રતીવાદીયો બીજી કોર્ટની હકુમતની અંદર રહેતા હોય અગર કામ ધંધો કરતા હોય તો તે દાવા વાદી પોતાની મરજીમાં આવે તે બે કોર્ટમાંથી એક કોર્ટમાં કરવાને મુખત્યાર છે.

૧૯. સ્થાવર મીલકતને નુકશાન થવાથી કંપનસેશન લેવા બાબત અથવા તે સબંધી દાવા હોય અને તે મીલકત એક

જીલ્લામાં હોય પરંતુ જુદી જુદી કોરટોની હકુમતની અંદર હોય તો, તે દાવા જે કોરટની હકુમતની અંદર તે મીલકતનો કંઈ ભાગ હોય તે કોરટમાં થઈ શકે છે. પણ દાવાનો એક જે કોરટમાં તે દાવો દાખલ કરવામાં આવે તે કોરટને સાંભળવા લાયક હોવો જોઈએ. જો સ્થાવર મીલકત જુદા જુદા જીલ્લાઓની અંદર હોય અને તે જીલ્લાની કોઈ પણ કોરટ તે બાબત દાવો સાંભળવાને બીજી રીતે મુખત્યાર હોય અને તે કોરટની હકુમતમાં મીલકતનો કોઈ ભાગ હોય તો તે કોરટમાં તે બાબતનો દાવો દાખલ થઈ શકે છે.

૨૦ એક કરતાં વધારે કોરટોમાં કોઈ દાવો દાખલ થઈ શકે તેવો હોય, અને તે દાવો જે કોરટની હકુમતમાં પ્રતીવાદી અગર તમામ પ્રતીવાદીઓ ખરી રીતે અને ખુસીથી રહેતા અગર રેહેતા ના હોય અગર કામ ધંધો કરતા ના હોય અને તે કોરટમાં દાખલ કરવામાં આવ્યા હોય તો તે પ્રતીવાદીનો આ કામ બંધ રાખવાની અરજ કરવાનો ઇરાદો છે એવી સામા પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે કોરટને તેવી અરજ કરી શકે છે. જો તે કોરટને પક્ષકારોને સાંભળ્યા બાદ એવી ખાત્રી થાય કે જો દાવો કોઈ બીજી કોરટમાં દાખલ કરવામાં આવ્યો હોય ત્યાહા ન્યાય થવાનો વધારે સંભવ છે તો તે દાવો આખર સુધી અગર બીજો હુકમ થતાં સુધી બંધ રાખવાને તથા પક્ષકારોને જે ખરચ થયું હોય તે સંબંધી યોગ્ય લાગે

તેવો હુકમ કરવાને મુખત્યાર છે. પણ આવા પ્રસંગે વાદીને દાવાની અરજી પાછી જોઈતી હોય તો કોરટે તે ઉપર કામ બંધ રાખવાનો શેરો કરી તે અરજી પાછી આપવી પણ આવી તમામ અરજ જેમ બને તેમ જલદીથી અને તમામ કામો મા ઈરયુ નક્કી કરતાં પેહેલાં કરવી જોઈએ, અને કોઈ પ્રતિવાદી તે પ્રમાણે અરજ કરશે નહી તો તે દાવો દાખલ કરવામાં તેની કબુલત છે એમ સમજવામાં આવશે.

૨૧. કલમ ૨૦ પ્રમાણે જ્યારે કોરટ કામ બંધ રાખે અને વાદી પોતાનો દાવો બીજી કોરટમાં દાખલ કરે ત્યારે તે દાવાની અરજીને બીજી કાંઈ કોરટ ફીની જરૂર નથી,પણ પ્રથમની કોરટમાં જે વખતે દાવાની અરજી દાખલ કરવામાં આવી હોય તે વખતે તે અરજી ઉપર બરોબર સ્ટાંપ લાગેલો હોય અને તે અરજી કોરટે પાછી આપેલી જોઈએ.

૨૨ જ્યારે એક દાવો એક કરતાં વધારે કોરટમાં દાખલ થઈ શકે એવું હોય, અને તે કોર્ટો તેની તેજ અપીલ કોરટના તાબાની કોરટ હોય, અને કોઈ પ્રતિવાદીને તે દાવો બીજી કોરટમાં મોકલવાને અરજ કરવાનો ઈરાદો છે એવી સામા પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે પ્રતિવાદી તેવી અરજ કરવાને મુખત્યાર છે. અને અપીલકોર્ટ બેઉ પક્ષકારને સાંભળ્યા બાદ કેઈ કોરટમાં તે દાવો ચાલશે એ બાબતનો નિર્ણય કરવો.

૨૩ જ્યારે જુ જુદી અપીલ કોર્ટોના તાબામાં તાબાની કોર્ટ હોય, પરંતુ તેની તેજ હાયકોરટના તાબાની તે કોર્ટો હોય; અને કોઈ પ્રતિવાદીનો ઇરાદો બીજી હકુમતવાળી કોરટમાં દાવો મોકલવાની અરજ હાયકોરટમાં કરવાનો હોય તો, તેની નોટીસ સામા પક્ષકારને આપ્યા બાદ તે પ્રમાણે તે અરજ કરવાને મુખત્યાર છે. પણ જો તે દાવો કોઈ જીલ્લા કોરટની તાબાની કોરટમાં કરવામાં આવેલો હોય તો, આવી અરજી તથા તે વિરૂદ્ધ સામા પક્ષકારે જે હરકતો લીધેલી હોય તે જે જીલ્લા કોરટના તાબાની તે કોરટ હોય તે જીલ્લા કોરટની મારફતે મોકલવી અને હાયકોરટે સામા પક્ષકારની કાંઈ હરકતો હોય તો તેનો વિચાર કરી નક્કી કરવું કે કઈ હકુમતવાળી કોરટમાં આ દાવો ચાલશે.

૨૪. જ્યારે જુદી જુદી હાઈકોરટના તાબાની કોરટો હોય અને કોઈ પણ પ્રતિવાદીનો સદરહુ કલમ પ્રમાણે અરજી કરવાનો ઇરાદો હોય તો તે બાબતની સામાં પક્ષકારને નોટીસ આપ્યા બાદ તે પ્રમાણે તે અરજી કરવાને મુખત્યાર છે વિગરે.

૨૫. હાઈકોરટ અગર કોઈ જીલ્લા કોરટ કોઈ પક્ષકારની અરજ ઉપરથી પક્ષકારોને નોટીસ આપ્યા બાદ તથા તેમને સાંભળ્યા બાદ અગર પોતાની મેળે સદરહુ નોટીસ આપ્યા વિના કોઈ પણ દાવો પેહેલા દરજ્જાની કોરટમાં અગર

પોતાના તાબાની અપીલકોરટમાં અગર જીલ્લાકોરટમાં ચાલતો હોય તે એંચી લેવાને, અને તેનો તપાસ પોતે કરવાને અગર બીજી કોઈ તાબાની મુખ્તયાર કોરટ હોય તેને તેનો તપાસ કરવાને તે દાવો મોકલવાને મુખ્તયાર છે. આ કલમના કારણસર વધારેના તથા આશીસ્ટંટ જડજોની કોરટો જીલ્લા કોરટના તાબાની કોરટો સમજવી, અને આ કલમ પ્રમાણે સ્માલકાજ કોરટમાંથી કોઈ દાવો એંચી લેવામાં આવ્યો હોય તેનો જે કોરટ તપાસ કરે તે કોરટ સ્માલકાજ કોરટ સમજવી.

---

## બાબ ૩ જો.

### પક્ષકારો અને તેમનું હાજર થવું અને કૃત્યો.

૨૬. જે શખસોનો અમુક હકમાં સંબંધ હોય તે તમામ શખસોએ તે બાબત કાંઈ દાવો કરવો હોય તો વાદીમાં સામેલ થવું જોઈએ, પછી તે સબંધ તે દાવાના કારણમાં એકામતે એકાંજુતે હોય અગર બીજી રીતે હોય અને જે વાદી અગર વાદીઓનો હક દાદ મળવાનો હોય તેના તરફ ફેંસલો આપવો, પણ પ્રતિવાદી કામમાં જીતેલો ન હોય તોપણ જે વાદી સામેલ થયેલો હોય અને તેનો હક દાવામાં નહીં હોવાથી તેને કાઢી નાખવામાં આવે તો તેનાથી થયેલો ખરચ કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તેને લેવાનો હક છે.

૨૭. કોઈ દાવો જે શખ્સના નામથી વાદી તરીકે દાખલ કરવો જોઈએ તે શખ્સના નામથી વાદી તરીકે દાખલ કરવામા આવેલો ન હોય, અગર ખરેખરા વાદીએ તે દાખલ કરેલો છે કે નહી તે વિષે શક હોય, અને કોરટને ખાત્રી થાય કે તે દાવો શુદ્ધ અંતઃકરણથી ચુકથી થએલો છે, અને તકરારી બાબતનો નિશ્ચય કરવો જરૂર છે તો કોઈ પણ શખ્સ અગર શખ્સોને વાદીની જગોએ દાખલ કરવાને અગર વાદીમા વધારવાને કોરટને વ્યાજબી લાગે તેવી શરતો સાથે અખત્યાર છે.

૨૮. જે શખ્સોના વિરૂદ્ધ દાદ માગવાની હોય પછી તે શખ્સો એકામતે એકાજુતે અગર જુદી રીતે જુવાબદાર હોય તો તે શખ્સોને પ્રતિવાદીમા સામેલ કરવા, અને તે પ્રતિવાદીઓમાંથી એક અગર વધારે જેની તેની જુવાપદારી માલમ પડે તે પ્રમાણે તે એક અગર વધારે પ્રતિવાદી વિરૂદ્ધ ફેસલો આપવો.

૨૯. કોઇ પણ કરારના બીલ આફ એકસચેંજ, હુંડી અને પ્રામીસરી નોટની રૂઇએ જે શખ્સો જુવાપદાર થતા હોય તેઓને વાદી પોતાની મરજીમાં આવે તો પક્ષકાર તરીકે તેના તેજ દાવામાં સામેલ કરી શકે છે.

૩૦. કોઈ દાવામાં કેટલાક પક્ષકારોનું એક સરખું હીત હોય તો, તેમાંનો એક અગર વધારે પક્ષકાર કોરટની પર-

વાનગીની સાથે તમામ પક્ષકારોના તરફથી દાવો કરી શકે છે અગર દાવાનો જુવાબ આપી શકે છે. પરંતુ તેવા કામમાં કોઇ વાદીના ખરચથી તે બાબતની તમામ પક્ષકારોને નોટીસ આપવી.

૩૧. કોઈ દાવો જુદા જુદા પક્ષકારો હોવાથી રદ કરવામાં આવશે નહી, પણ કોરટે જે પક્ષકારો પોતાની રૂબરૂ આવેલા હોય તેના હક સબંધ બાબત જે તકરાર હોય તેની વ્યવસ્થા કરવી. આ ઉપરથી એમ નહી સમજવું કે જુદા જુદા દાવાના કારણોથી વાદીઓ સામેલ થાય.

૩૨. પેહેલી રજુવાત પેહેલાં અગર પેહેલી રજુવાતને દિવસે બેમાંથી એક પક્ષકારની અરજ ઉપરથી કોરટને વ્યાજબી લાગે તેવી શરતોની સાથે જે પક્ષકારને વાદીમાં અગર પ્રતિવાદીમાં ખોટી રીતે દાખલ કરેલો હોય તેને કોરટ કાઢી નાંખવાનો હુકમ કરી શકે છે અને કોરટ કોઇ પક્ષકારની અરજ ઉપરથી અગર અરજ વગર પોતાની નજરમાં યોગ્ય લાગે તેવી શરતોથી એવો પણ હુકમ કરી શકેછે કે અમુક વાદીને પ્રતિવાદીમાં અગર પ્રતિવાદીને વાદીમાં સામેલ કરવો. તેમજ જે પક્ષકાર કોરટની રૂબરૂ આવવો જોઇએ તેમ છતાં તે આવેલો ના હોય અને કોરટની નજરમાં એમ આવતું હોયકે સંપુર્ણ રીતે નિશ્ચય કરવાને તે પક્ષકારની જરૂર છે તો કોરટ તેને પક્ષકારમાં સામેલ કરી શકે છે પણ કોઇ સખસને વાદીતરીકે અગર તેના મીત્ર તરીકે દાખલ કરવો હોય તો તેની

કબુલત શિવાય દાખલ કરવો નહી.

કલમ ૩૦ પ્રમાણે જે શખસ તરફથી દાવો દાખલ કરવામાં અગર જેની તરફથી દાવાનો જુવાપ દેવામાં આવેલો હોય તે શખસ તે દાવાના પક્ષકારમાં શામિલ થવાની અરજ કરી શકે છે.

તમામ પક્ષકારો જેઓને પ્રતિવાદી તરીકે સામિલ કરવામાં આવેલા હોય તેમના ઉપર સમન હવે પછી જે રીતી કહેલી છે તે પ્રમાણે બજાવવો.

કોરટને યોગ્ય લાગે તે વાદીને દાવો ચલાવવાને સોંપવો.

૩૩ કોઈ સખસને પ્રતિવાદીમાં દાખલ કરવામાં આવેલો હોય અને દાવાની અરજી પ્રથમથી દાખલ થએલી હોય અને કોરટ બીજી રીતે ન ફરમાવેતો દાવાની અરજી જરૂર જણાય તે પ્રમાણે દુરસ્ત કરવી. અને તે પ્રમાણે દુરસ્ત થએલા સમનો નવા પ્રતિવાદી તથા અસલ પ્રતિવાદી ઉપર બજાવવા.

૩૪ જોઈએ તેટલા પક્ષકારો સામિલ કરવામાં આવેલા નથી અગર જેનું હિત નથી તેને સામિલ કરવામાં આવેલા છે અગર ખોટી રીતે પક્ષકારોમાં સામિલ કરવામાં આવેલા છે એવી તમામ હરકતો જેમ બને તેમ જલદીથી લેવી, અને તે તમામ કામોમાં પેહેલી રજુઆત પેહેલાં લેવી જોઇએ, અને જો આવી હરકતો લેવામાં આવે નહીતો પ્રતિવાદીએ પોતાનો હક ખોયો એમ સમજવું.

૩૫ જયારે કોઇ કામમાં એક કરતાં વધારે વાદીયો હોય તો તેમાંનો એક અગર વધારે પોતાની સાથેના એક અગર વધારે વાદીને પોતાની તરફથી તકરાર કરવાને તથા કામ કરવાને તથા હાજર થવાને નીમી શકેછે, અને તેજ પ્રમાણે એક કરતાં વધારે પ્રતિવાદીયો હોય ત્યારે તેમાંના એક અગર વધારે પોતાની સાથેના પ્રતિવાદીયોને સદરહુ પ્રમાણે કામ કરવાને નીમી શકે છે, પણ તે અખત્યાર પત્ર લખેલું કોરટમાં ફાઇલ થએલું જોઇએ.

---

## કબુલ કરેલા એજંટો તથા વકીલો.

૩૬ કાયદા પ્રમાણે કોઇ અરજી અગર કોઇ કામ અગર હાજર થવું કોઇ કોરટમાં હોય તો, તે જો કોઇ કાયદાથી જુદી રીતે ફરમાવવામાં આવેલું ના હોય તો તે પક્ષકારે જાતે અગર તેના કબુલ કરેલા એજંટે અગર તેની તરફથી નીમેલા વકીલે કરવું, પણ તેમાં કોરટે ફરમાવ્યું હોય કે પક્ષકારે જાતે હાજર થવું તો તે પ્રમાણે જાતે હાજર થવું જોઇએ.

૩૭ નીચે લખેલા સખસો સદરહુ કલમ પ્રમાણે કામ કરવાને કબુલ કરેલા એજંટો સમજવા

(અ) જે કોરટની હકુમત અંદર કામ હોય તે હકુમતમાં તે પક્ષકાર રેહેતો ના હોય તો તેવા પક્ષકારે જેને

(ख) જે સણંદી મુખ્ત્યારીને ખાસ મુખ્ત્યારપત્ર મળેલું હોય તે

(क) જે કોર્ટની હકુમતમાં કામ હોય તે હકુમતમાં કોઈ પક્ષકારના નામથી કામ ધંધો ચાલતો હોય પણ તે પક્ષકાર તે હકુમતમાં રેહેતો ન હોય અને તેણે બીજા કોઈને સ્પષ્ટ રીતે અખ્ત્યાર પણ આપેલો ન હોય તો, તેના નામથી જે સખસ કામ ધંધો ચલાવતો હોય તે.

આ કલમના ઉપલા ભાગમાં જે ઠરાવ છે તે પંજાબ વિગેરેને લાગુ નથી વિગરે.

૩૮. દાવાના પક્ષકારના કબુલ કરેલા એજંટ ઉપર પ્રોસેસ બજાવવામાં આવે તો જાણે તે પક્ષકારની જાત ઉપર બજાવેલુ હોય એમ સમજવું. પણ કોર્ટ બીજી રીતે ફરમાવે તો તેમ સમજવું નહી.

આ કાયદામાં પ્રોસેસ પક્ષકાર ઉપર બજાવવા બાબત જે ઠરાવ છે તે તમામ ઠરાવ કબુલ કરેલા એજંટને લાગુ પડશે એમ સમજવું.

૩૯. વકીલનું વકીલાતનામું લખેલું જોઈએ અને તે કોર્ટમાં દાખલ થવું જોઈએ.

જ્યાંહાં સુધી અસીલે લખી સહી કરી વકીલાતનામું કોરટની પરવાનગી સાથે રદ કરયું ન હોય ત્યાંહાં સુધી અ-

ઘાર અસીલ અગર વકીલ મરણ પામે ત્યાંહાં સુધી અગર અસીલના દાવાનું તમામ કામ પુરૂં થાય ત્યાંહાં સુધી તે જારી છે એમ સમજવું.

બાદશાહી સરકારથી સ્થાપેલા કોઈપણ આડવોકેટને અખત્યારપત્ર રજુ કરવાની જરૂર નથી.

૪૦. કોઈપણ પક્ષકારના વકીલ ઉપર પ્રોસેસ બજાવેલું હોય અગર તે વકીલના રહેવાના ઘરમા અગર આફીસમાં તે પ્રોસેસ મુકેલું હોય, પછી તે પક્ષકારને જાતે હાજર થવાનું હોય કિંવા નહી તો તે પ્રોસેસની ખબર જે પક્ષકાર તરફથી તે વકીલ હોય તેને થઈ એમ સમજવામા આવશે.

૪૧. કલમ ૩૭ મીમા જે કબુલ કરેલા એજંટો બતાવેલા છે તે શિવાય કોઈ સખસ કોરટની હકુમતની અંદર રહેતો હોય તેને પ્રોસેસની બજાવણી કબુલ કરવાને એજંટ પણ નીમી શકાય છે.

આવા નીમનોક ખાસ અગર જનરલ થઈ શકે છે પણ તે લખેલી સહી કરેલી જોઈએ.

---

## બાબ ૪ થો.

### દાવો બાંધવા વિશે.

૪૨. જેમ બની શકે તેમ દરેક દાવા એવી રીતે બા-

પડવો જોઈએ કે જેથી તકરારી બાબતનો છેવટ નીકાલ થાય અને તે બાબત કાંઈ વધારે તકરાર ઉત્પન્ન થાય નહી.

૪૩. દાવાના કારણમાંથી ઉત્પન્ન થતો સઘળો દાવો કરવો જોઈએ, પરંતુ કોઈ કોરટની હકુમતની અંદર લાવવાને વાદી પોતાના દાવાનો કાંઈ ભાગ છોડી દેઈ શકે છે.

જો વાદીને કાંઈ ભાગ દાવો કરવામાં રહી જાય અથવા તે જાણી બુજીને છોડી દે તો, તે રહી બચેલા અગર છો- ડી દીધેલા ભાગનો પાછળથી દાવો કરી શકશે નહી.

કોઈ શખ્સને પોતાના દાવા સબંધીમા એક કરતાં વ- ધારે ઈલાજો હોય તો તે તમામ ઈલાજો માટે અગર તે- માના કોઈ ઈલાજ માટે દાવો કરી શકે છે, પરંતુ પેહેલી ર- જુવાત પહેલાં કોરટની પરવાનગી શિવાય તેમાંનો કાંઈ ઇ- લાજ કરવો રહી જાય તો તે રહી બચેલા ઈલાજને માટે તે દાવો કરી શકશે નહી.

૪૪. નિયમ (अ) નિચે બતેલા દાવા શિવાય કોઈ પણ દાવાનું કારણ કોરટની પરવાનગી શિવાય સ્થાવર મિલકત લેવાના દાવામા અગર સ્થાવર મિલકત ઉપર હક ઠરાવવાના દાવામા સામેલ કરાશે નહી.

(अ) જે મિલકત બાબત દાવો હોય તે મિલકત સબંધી દરમીયાન ઉપજ અગર ચડેલા ભાડા બાબતનો;

(ब) જે કરારની રૂઈએ કાંઈ મીલકત અગર તેનો

ભાગ કુબજામાં હોય તે કરાર તુટવાથી જે નુ-
કશાન થાય તે બાબતનો.

( क ) ગીરો રાખનાર પોતાના ગીરાની રૂઇએ કાઇ પણ
ઇલાજ કરવા માગતો હોય તે બાબતનો.

નિયમ ( ख ) કોઇ સખસ એકઝીકયુટર, એડમીનીસ્ટ્રેટર અગર વારસ હોય અને તેણે કાંઇ પોતાનો ખાસ દાવો કરેલો હોય અગર તેના ઉપર થયેલો હોય તો તેનો એકઝીકયુટર વિગરે તરીકેનો દાવો તેની સાથે સામેલ થશે નહી.

૪૫. કલમ ૪૪માં જે ઠરાવ છે તે ઠરાવો ઉપર નજર રાખી વાદી પોતાના દાવામા કેટલાંક દાવાના કારણો સામેલ કરી શક છે. માટે કોઇ વાદીને તેના તેજ પ્રતિવાદી અગર પ્રતિવાદીઓ ઉપર દાવાનાં કારણો હોય તો તેના તેજ દાવામા તે સામેલ કરી શકે છે.

પરંતુ કોરટની નજરમાં એમ આવે કે હરકોઇ દાવાનું કારણ સગવડની સાથે એકઠું તપાસાશે નહી અગર તેજ વ્યવસ્થા થશે નહી, તો કોરટ પહેલી રજુવત પહેલાં હરકોઇ વખતે પોતાની મેળે અગર પ્રતિવાદીની અરજ ઉપરથી તે દાવાના કારણની જુદી તપાસ કરવાને અગર તેની જુદી વ્યવસ્થા કરવાને જેવો જરૂર જણાય તેવો હુકમ કરવાને મુખત્યાર છે.

જ્યારે દાવાના કારણો એકઠા કરવામાં આવેલાં હોય તો તે દાવા સંબંધી કોરટની હકુમતનો આધાર દાવો દાખલ

થાય તે તારીખે દાવાની કુલ કીમત ઉપર છે. પછી આ કલમની બીજી રકમ પ્રમાણે હુકમ કરવામાં આવ્યો હોય કિંવા નહી.

૪૬. કોઈ પ્રતીવાદી, વાદીએ એક દાવામાં કેટલાક દાવાનાં કારણો કે જેની સુગમ રીતે વ્યવસ્થા થઈ શકતી નથી એમ કહેતો તે પ્રતીવાદી પહેલી રજુવાત પહેલાં હરકોઈ વખતે અગર ઇશ્યુ મુકરર કરવામાં આવેલા હોય તો પુરાવ દાખલ કરતા પહેલા કોરટને એવી અરજ કરી શકે છે કે જે દાવાના કારણોનો નીકાલ સુગમ રીતે થઈ શકે છે તેટલાનોજ કરવો એવો હુકમ થવો જોઈએ.

૪૭. આવી અરજી સાંભળતાં જો કોરટની નજરમાં એમ આવે કે દાવાના કારણો એવાં છે કે જેથી તે તમામનો સુગમ રીતે એકઠો નીકાલ થઈ શકે તેવું નથી તો તેમાંના કોઈ કારણને ખાતલ કરવાને કોરટ હુકમ કરી શકે છે, અને તે મુજબ દાવાની અરજ દુરસ્ત કરવાને તથા વ્યાજબી જણાય તે પ્રમાણે ખરચ વિષે હુકમ કરી શકે છે.

આ કલમ પ્રમાણે જે દાવાની અરજી દુરસ્ત કરવામાં આવે તે ઉપર જડજે સહી કરવી.

## બાબ ૫ મો.

### દાવા દાખલ કરવા વિષે.

૪૮. કોરટને અથવા કોરટે નીમેલા અધિકારીને દરેક

દાવો દાખલ કરવામાં દાવાની અરજી આપવી.

૪૯. દાવાની અરજી સ્પષ્ટ રીતે કોરટની ભાષામાં લખવી, પણ જો કોરટની ભાષા ઇંગ્રેજી ન હોય તો કોરટની પરવાનગી સાથે તે ઇંગ્રેજીમાં લખી શકાય પણ તે વખતે જો પ્રતિવાદીને કોરટની ભાષામાં દાવાની અરજીના તરજુમાની જરૂર હોય તો તે તરજુમો કોરટમાં દાખલ કરવો.

૫૦. દાવાની અરજીમાં નીચે લખેલી હકીકત આવવી જોઇએ.

(अ) જે કોરટમાં દાવો કરવાનો હોય તે કોરટનું નામ.

(ब) વાદીનું નામ, વર્ણન અને રહેવાની જગો.

(क) પ્રતિવાદીનું નામ, વર્ણન અને રહેવાની જગો જ્યાંહા સુધી નક્કી થઇ શકે ત્યાંહાં સુધી.

(ड) જે હકીકતથી દાવાનું કારણ બનતું હોય તે હકીકત તથા તે ક્યાંહા અને ક્યારે ઉત્પન્ન થયું તે સાફ રીતે ટુંકાણમાં લખવું.

(इ) જે દાદ વાદી દાવામાં માગતો હોય તે.

(फ) સામો દાવો વાદીએ પોતાના દાવામાં આપ્યો હોય અગર દાવાનો કાંઇ ભાગ છોડી દીધો હોય તો તેવા આપેલા અગર છોડી દીધેલા ભાગની રકમ.

જો વાદી પૈસા લેવાને માગતો હોય તો દાવાની અરજીમાં બરાબર તેની રકમ લખવી જોઇએ.

દરમિઆન ઉપજના દાવામાં તથા વાદી તથા પ્રતિવાદીની વચમા હિસાબ નક્કી નહી થયેલા હોય તેમાં વાદીનુ જે બે-ઠણું નિકળતુ હોય તેમા દાવાની અરજીમાં દાવાની રકમ ફ-ક્ત સુમારે લખવી.

જ્યારે વાદી વારસ વકીલ તરીકે દાવો કરતો હોય ત્યારે દાવાની બાબતમા હાલ તેનું હીત છે એવુ દાવાની અરજીમા બતાવવું જોઇએ એટલુંજ નહી પણ તે સબંધી દાવો કરવાને તેણે જોઇતા ઇલાજો કરેલા છે એવું પણ બતાવવું જોઇએ.

દાવાની અરજીમા એવું પણ બતાવવું જોઇએ કે દાવા-ની બાબતમાં પ્રતિવાદીનો હક સબંધ છે અને દાવાનો જુ-વાબ દેવાને તેને બોલાવવો જરૂર છે.

દાવો કરવાની મુદત જે કાયદાથી ઠરાવવામાં આવેલી હોય તે મુદત બાહાર દાવાનુ કારણ બનેલું હોય તો દાવાની અરજીમા બતાવવું જોઇએ કે તે કેવા સબબથી સદરહુ કાય-દામાંથી બચી શકે છે.

૫૧. દાવાની અરજી ઉપર વાદીએ તથા તેનો વકીલ જો હોય તો વકીલે સહી કરવી; અને તે નિચે વાદીએ અથર કોર્ટની પરવાનગી સાથે કોરટને ખાત્રી થયેલી હોય કે બીજો કોઇ શખસ દાવાની હકીકતથી વાકેફ છે તો તે શખસે પ્ર-તિજ્ઞા કરવી.

૫૨. પ્રતિજ્ઞા એવી મતલબની જોઇએ કે મારા જા-

ણવા પ્રમાણે તે સાચી છે. પરંતુ જે બાબત ખબર મળવાથી તથા માનવા ઉપરથી કેહેવામા આવેલી હોય તો તે હું સાચી માનુંછું.

તે નિચે તે પ્રતિજ્ઞા કરનારે સહી કરવી, અને જો તે કોરટની બાહાર કરવામા આવે તો એક શાહેદીની રૂબરૂ તે કરવી અને તે શાહદીએ તેના ઉપર સહી કરવી.

પણ જે શખસે પ્રતિજ્ઞા કરી હોય તે હાજર ન હોયતો તેની સહી બાબત કોરટે સદરહુ શાહદીને તપાસવો.

૫૩. કોર્ટની નજરમા આવે તો અમુક મુદતની અંદર પણ પેહેલા રજુવાત પેહેલાં દાવાની અરજી નામંજુર કરી શકે અગર દુરસ્ત કરવા પાછી આપી શકે છે, અગર ખરચ બાબત યોગ્ય લાગે તેવો હુકમ કરી તેની તેજ વખતે તે દુરસ્ત કરાવી શકે છે.

(अ) જો દાવાની અરજી બરાબર નહી અને લંબાણથી લખી હોય તો.

(ब) જે હકીકત જોઇતી હોય તે શિવાયની બીજી હકીકત લખી હોય તો.

(क) આગળ કહેવા પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા કરેલી ન હોય તો.

(ड) જો દાવાનું કારણ માલમ પડતું ના હોય તો.

(इ) જો કલમ ૪૨ પ્રમાણે લખવામાં આવેલી ના હોય

અગર પક્ષકારો બરાબર રીતે સામિલ કરવામા આવેલા ના હોય અગર વાદીએ દાવાનાં કારણો જે એકઠાં કરવાં નહી જોઇએ તેવાં એકઠાં કરયાં હોય તો

પણ દાવાની અરજી એવી ફેરવા શકાતી નથી કે જેથી દાવાનું રૂપ ફરી જાય અગર વિરૂદ્ધ થઇ જાય. જ્યારે દાવાની અરજી દુરસ્ત કરવામાં આવે ત્યારે તે ઉપર જડજે સહી કરવી.

૫૪. નીચે લખેલા કારણોથી દાવાની અરજી નામંજુર કરવામાં આવશે

(अ) જો દાદ માગેલી હોય તે દાદની કિંમત ઓછી બાંધેલી હોય અને કોર્ટ ઠરાવેલી મુદતમાં વાદી તે કિંમત દુરસ્ત કરે નહી તો.

(ब) માગેલી દાદની કિંમત બરોબર બાંધેલી હોય પણ જોઇતા સ્ટાંપના કાગળ ઉપર તે અરજી લખેલી ન હોય અને કોર્ટે ઠરાવેલી મુદતમા વાદી ફરમાવ્યા છતાં જોઇતા સ્ટાંપ પુરો પાડે નહી તો.

(क) દાવાની અરજીમાં જે હકીકત લખેલી હોય તે ઉપરથી કોઇ કાયદાના ઠરાવ પ્રમાણે દાવો ચાલવાને હરકત હોય તો

(ड) દાવાની અરજી દુરસ્ત કરવા પાછી આપી હોય તે કોર્ટે ઠરાવેલી મુદતમાં દુરસ્ત કરવામાં ના આવે તો.

૫૫. જ્યારે દાવાની અરજી નામંજુર કરવામા આવે

ત્યારે તે મતલબનો હુકમ તેનાં કારણો સહીત જડજે પોતાના હાથથી લખવો.

૫૬ આગળ કહેલા કોઈપણ કારણોથી દાવાની અરજી નામંજુર કરવામાં આવી હોય તો તેના તેજ દાવાના કારણ સબંધી બીજી નવી અરજી આપવાને અટકાવ થતો નથી.

૫૭ નીચે લખેલા કારણોસર દાવાની અરજી યોગ્ય કોરટમા આપવા સારૂ પાછી આપવામા આવશે.

(अ) જે કોરટમા દાવો દાખલ કરવામાં આવેલો હોય તે કોરટ તે દાવાનો તપાસ કરવાને જે કોરટ મુખત્યાર છે તેના કરતાં ચઢતા અગર નીચા દરજાની હોય અને તે મુખત્યાર કોરટ ત્યાંહા હોય તો અગર કેઈ કોરટમાં તે દાવો દાખલ કરવો તે કોઈ કાયદાથી મરજી ઉપર રાખેલું ન હોય તો.

(ब) જ્યારે સ્થાવર મિલકત સંબંધીનો દાવો કલમ ૧૬ ના વિશેષ ઠરાવમાં આવતો ન હોય અને જે કોરટને તે દાવાની અરજી આપવામાં આવતી હોય તે કોરટની સ્થાનિક હકુમતની અંદર તે મિલકતનો કાંઈપણ ભાગ નથી એમ માલમ પડે તો.

(क) સ્થાનિક હકુમતમાં દાવાનું કારણ બન્યું ન હોય અગર પ્રતિવાદીઓમાનો કોઈ પણ પ્રતિવાદી રહેતો ન હોય અગર કામ ધંધો કરતો ન હોય તો દા-

પાની અરજી પાછી આપતાં જડજે તે ઉપર પો-
તાના હાથથી તે આવ્યાની તથા પાછી આપ્યાની
તારીખ તથા રજુ કરનાર પક્ષકારનું નામ તથા
તે પાછી આપવાના સારાઉશગા કારણો લખવા.

૫૮. દાવાની અરજી સાથે જે કાંઇ દસ્તાવેજ વાદી ર-
જુ કરતો હોય તે દાવાની અરજીમા લખવું, અગર તે બા-
બતની દાવાની અરજી સાથે એક યાદ આપવી, અને જો
દાવાની અરજી મંજુર કરવામાં આવે તો જેટલા પ્રતિવાદીઓ
હોય તેટલી દાવાની અરજીની નકલો સાદા કાગળ ઉપર આ-
પવી, પણ દાવાની અરજી લંબાણ હોય તેથી અગર પ્રતિવા-
દીઓની સંખ્યા ઉપરથી અગર બીજા કાંઇ પણ યુકત કાર-
ણથી કોરટ વાદીને પરવાનગી આપે તો દાવાના પ્રકારની અગર
જે દાદ માગી હોય તેની અગર દાવામા જે ઇલાજ જોઇતો
હોય તેની તેણે સારાંઉશમાં હકીકતની તેટલી નકલો આપવી. જો
વાદી વારસ વકીલ તરીકે દાવો કરતો હોય અગર પ્રતિવાદીને
વારસ વકીલ ગણી દાવો કરવામાં આવતો હોય તો તે સદરહુ
હકીકતમાં બતાવવું.

સદરહુ હકીકત દાવાની અરજી સાથે મળતી કરવાને વા-
દી કોરટની પરવાનગીથી દુરસ્ત કરી શકે છે.

તપાસ કરવા ઉપરથી સદરહુ યાદ અને નકલો અગર હ-
કીકતો બરાબર છે એવું કોરટના મુખ્ય પ્રધાનિક અધિકારીની

નજરમાં આવે તો તે ઉપર તે અધિકારીએ સહી કરવી.

વળી કલમ ૫૦મા કહેલી હકીકત એક બુક, કે જેને દિ- વાની મુકરદમાઓનું રજીસ્ટર કહેવામા આવશે તેમાં દાખલ કરવી. અને તે અરજી જેમ જેમ દાખલ કરવામાં આવે તેમ તેમ અનુક્રમે તે ઉપર દરેક વર્ષનો નંબર પાડવો.

૫૯. જો વાદી કોઈ દસ્તાવેજની રૂઈએ દાવો કરતો હોય અને તે દસ્તાવેજ વાદીના કબજામાં અગર અખત્યારમા હોય તો દાવાની અરજી સાથે તે દસ્તાવેજ તેણે રજુ કરવો. અને તે દસ્તાવેજ અગર તેની નકલ દાવાની અરજી સાથે ફાઈલ કરવી.

જો વાદી કોઈ દસ્તાવેજના ઉપર પોતાના દાવાની પુ- ષ્ટીમાં પુરાવ તરીકે આધાર રાખતો હોય, પછી તે તેના ક- બજા અગર અખત્યારમા હોય કિંવા નહી તોપણ તે તેણે દાવાની અરજી સાથે રજુ કરવાની યાદમાં દાખલ કરવો.

૬૦. કોઈ દસ્તાવેજ વાદીના કબજા અગર અખત્યાર- મા ન હોય તો બની શકે ત્યાંહા સુધી તે કોના કબજા અગર અખત્યારમા છે તે તેણે બતાવવું.

૬૧ કોઈપણ બીલ આફ એકસચેંજ અગર વેચવા લાયક દસ્તાવેજની રૂઈએ દાવો હોય અને જો એમ શાબિત કરી આપવામા આવે કે તે દસ્તાવેજ ખોવાએલો છે, અને તે દસ્તાવેજની રૂઈએ કોઈ બીજો સખસ દાવો રાખતો હોય

તેને વાસ્તે નુકશાની આપે એવી વાદી કોરટની ખાત્રી કરી આપે તો, જાણે દાવાની અરજી રજુ કરતી વખતે તે દસ્તાવેજ વાદીએ કોરટમાં રજુ કર્યો હોય અને દાવાની અરજી સાથે તે દસ્તાવેજની નકલ ફાઈલ કરેલી હોય તે પ્રમાણે કોરટ હુકમનામું કરવાને મુખ્ત્યાર છે.

૬૨. જો વાદી કોઈપણ દુકાનના ચોપડામાં દાખલ કરેલી રકમની રૂઈએ અગર બીજા કોઈ ચોપડાની રૂઈએ દાવો કરતો હોય અને તે ચોપડા તેના કબજામાં અગર અખ્ત્યારમાં હોય તો, દાવાની અરજી ફાઈલ કરતી વખતે જે રકમ ઉપર તે આધાર રાખતો હોય તેની નકલ સાથે તે ચોપડા રજુ કરવા

કોરટે અગર આ બાબતમાં જે અધિકારીને તે નીમે તે અધિકારીએ તે દસ્તાવેજ ઓળખવાના કારણસર તરત તે ઉપર નીશાન કરવું. અને અસલ સાથે નકલ મુકાબલ કરી તપાસી તથા નકલ ઉપર સહી કરીને જો તે બરાબર માલમ પડે તો ચોપડો વાદીને પાછો આપવો અને નકલ ફાઈલ કરવી.

૬૩. દાવાની અરજી રજુ કરતી વખતે જે દસ્તાવેજ કોરટમાં રજુ કરવો જોઈએ અગર દાવાની અરજી સાથે જોડવાની યાદમાં જે દાખલ કરવો જોઈએ તે તે પ્રમાણે રજુ કર્યો ન હોય અગર દાખલ કર્યો ન હોય તો, દાવાની સુનાવણી વખતે વાદી તરફથી કોરટની પરવાનગી શિવાય તે પુ-

રાવમા લેવાશે નહી.

પણ જે દસ્તાવેજો પ્રતિવાદીના શાહેદીઓને આડા અવળા સ્વાલ કરવાના કારણસર અગર પ્રતિવાદીએ જે તકરાર બનાવી હોય તેના જુવાપમા અગર કોઇ શાહેદીની યાદદારત ફકત તાજી કરવાને રજુ કરેલા હશે તેને આ કલમના કોઇ ઠરાવથી હરકત થતી નથી.

---

## બાબ ૬ ઠો.

### સમન્સ કાહાડવા તથા બજાવવા વિષે.

#### સમન્સ કાહાડવા વિષે

૬૪. જ્યારે દાવાની અરજી રજીષ્ટર કરવામાં આવે અને કલમ ૫૮ પ્રમાણે નકલો અગર સારાંઉસમાં હકીકત ફેલ કરવામાં આવે, ત્યારે દરેક પ્રતિવાદી ઉપર દાવાનો તેમા બતાવેલા દિવસે અગર ત્યાર પછી જેમ બને તેમ જલદીથી જાતે અગર યોગ્ય રીતે નિમેલા વકીલ કે જે તમામ દાવા સંબંધી જરૂરીઆત સવાલોના જવાબ દઇ શકે તેની મારફતે અગર વકીલની સાથે કોઇ બીજો શખસ કે જે તમામ સદરહુ બાબતના જવાબ દેઇ શકે તે વકીલની મારફતે હાજર થઇ જવાબ આપવો એવી મતલબનો સમન્સ કાહાડવો

આ દરેક સમન્સ ઉપર જડજે અગર તેમણે નિમેલા

અધિકારીએ સહી કરી કોરટનો શિક્કો કરવો

પણ દાવાની અરજી રજુ કરતી વખત પ્રતિવાદીએ હાજર થઈ દાવો કબુલ કરયો હોય તો સમન્સ કાહાડવો નહી

૬૫. દરેક સમન્સની સાથે કલમ ૫૮માં બતાવેલી નકલો અગર સારાંશરૂ હકીકત જોડવી.

૬૬. પ્રતિવાદીએ જાતે હાજર થવું એમ ફરમાવવું કોર્ટની નજરમાં યોગ્ય લાગે તો સમન્સમાં બતાવેલા દીવસે જાતે હાજર થવાનું સમન્સમાં લખવું.

તેજ દીવસે વાદીને જાતે હાજર થવાની જરૂર છે એવું કોર્ટની નજરમા આવે તો કોરટે તેને પણ જાતે હાજર થવાનો હુકમ કરવો.

૬૭. નિચે લખેલા શખસોને કોર્ટ જાતે હાજર થવાનો હુકમ કરી શકે છે.

(अ) કોરટની સ્થાનિક સામાન્ય અસલ હકુમતની અંદર જે શખસ રેહેતો હોય.

(ब) કોરટના મકાનથી પચાસ મૈલની અંદર અગર રેલવે હોય તો બસેં મૈલની અંદર કોઇ શખસ રેહેતો હોય.

૬૮. સમન્સ કાહાડતી વખતે કોરટે નક્કી કરવું કે તે ઈશ્યુ મુકરર કરવાનો છે કે દાવાનો છેવટ નીકાલ કરવાનો છે અને તે નક્કી કરયા બાદ સમન્સમાં તે પ્રમાણે લખવું.

પણ રમાલકાજ કોરટને સાંભળવા લાયક જે દાવા હોય તેમાં છેવટ નીકાલનો સમન્સ કાહાડવો.

૬૯. પ્રતિવાદીને હાજર થવાનો જે દીવશ ઠરાવવો તે આલતા કામ ઉપર પ્રતિવાદીને રહેવાની જગો ઉપર અને સમન્સ બજવાની જોઈતી વખત ઉપર નજર રાખી ઠરાવવો, પણ પ્રતીવાદીને તે તારીખે હાજર થઈ જવાબ દેવાને જોઈતી વખત મળે તે પ્રમાણે તે દિવશ ઠરાવવો.

જોઈતી વખત કોને કહેવી તે દરેક કામની હકીકત ઉપર રહેલું છે.

૭૦ પ્રતિવાદી ઉપર, હાજર થઈ જવાબ દેવાનો જે સમન્સ કાહાડવામા આવે તેમા વાદીના દાવાની હકીકત સંબંધી કોઈ દસ્તાવેજી પુરાવ હોય કે જે પ્રતિવાદીના કબજામા હોય અગર જે દસ્તાવેજ ઉપર પ્રતિવાદી પોતાના જવાબની પુષ્ટીમાં આધાર રાખતો હોય તે દસ્તાવેજ રજુ કરવાને ફરમાવવું.

૭૧. જ્યારે સમન્સ છેવટ નીકાલનો હોય ત્યારે તેમાં પ્રતિવાદીને હાજર થવાનો જે દીવશ ઠરાવ્યો હોય તે દીવશે જે સાહેદીયોની સાહેદી ઉપર તે પોતાના જવાબનો આધાર રાખવાનો ઇરાદો રાખતો હોય તે સાહેદીઓ રજુ કરવાને પ્રતિવાદીને ફરમાવવું.

---

## સમન્સની બજાવણી.

કોરટના યોગ્ય અમલદારેના સમન્સ તેણે પોતે જાતે બજાવવા અગર તેના તાબાના હરકોઈ માણસને બજાવવા સારૂ આપવા.

૭૩ જડજની અગર તેના નીમેલા અધિકારીની સહી તથા કોરટના શીક્કાવાળી સમન્સની નકલ આપી અગર આપવા માંડી સમન્સ બજાવવો.

૭૪ જ્યારે એક કરતાં વધારે પ્રતીવાદી હોય ત્યારે દરેક પ્રતીવાદી ઉપર સમન્સ બજાવવો.

પણ જો પ્રતીવાદી ભાગીયા હોય અને દાવો ભાગીદારીની લેણદેણ બાબતનો હોય અગર તે પેઢીમાંથી જુદા થયાની લેવા બાબતનો હોય અને કોરટ બીજી રીતે ફરમાવે નહી તો સમન્સ એક પ્રતીવાદી ઉપર તેની પોતાની તરફથી અને બીજા પ્રતીવાદીઓની તરફથી બજાવવો અગર ભાગીદારીનું કામ કરવાની મુખ્ય જગા કોરટની સામાન્ય અમલ હદવાળી હકુમતમાં જે હોય તે જગોએ ભાગીદારીનો વહીવટ કરનાર કોઈ સખસ હોય તેના ઉપર સમન્સ બજાવવો.

૭૫ જો પ્રતીવાદીએ સમન્સ કબુલ કરવાને કોઈને મુખત્યાર આપેલો ના હોય તો બની શકે ત્યાં સુધી તે પ્રતીવાદીની જાત ઉપર બજાવવો પણ જો મુખત્યાર આપેલો હોય તો જેને મુખત્યાર આપેલો હોય તેના ઉપર બજાવવો

વામાં આવે એટલે બસ છે.

૭૬ કાંઈ કામ અગર ધંધા સબંધી કોઈ સખસ ઉપર દાવો હોય અને જે કોરટ સમન્સ કાહાડે તે કોરટની સ્થાનિક હકુમતમાં તે ના રેહેતો હોય અને સમન્સ બજાવતી વખતે તે સખસનો વહિવટદાર અગર એજંટ તે હકુમતમાં કામ ધંધો ચલાવતો હોય તો તેના ઉપર સમન્સ બજાવવો.

૭૭ કોઈ દાવો સ્થાવર મીલકત સબંધી અગર તેને નુકશાન કરયાથી કંપનસેશન લેવા બાબત હોય અને તે દાવામાં પ્રતીવાદીની જાત ઉપર સમન્સ બજી શકતો ના હોય અને પ્રતીવાદીએ કોઈ સખસને સમન્સ કબુલ કરવાનો અખત્યાર આપેલો ના હોય તો પ્રતીવાદી તરફથી તે મીલકત જેના હવાલામાં હોય તે એજંટ ઉપર સમન્સ બજાવવો.

૭૮ કોઈ દાવામાં પ્રતીવાદી માલુમ પડતો ના હોય તેમ તેનો કોઈ અખત્યાર આપેલો એજંટ પણ સમન્સની બજાવણી કબુલ કરવાને ના હોય તો પ્રતીવાદીના કુટંબનો કોઈ પાકી વયનો મરદ માણસ તેની સાથે રહેતો હોય તેને આપી બજાવવો. પરંતુ નોકર એ કુટુંબનો આ કલમ પ્રમાણે માણસ નથી.

૭૯ જયારે સમન્સ બજાવનાર અમલદાર સમન્સની નકલ પ્રતીવાદીને જાતે અગર તેના એજંટને અગર તેની ત-

રફથી બીજા માણસને આપે અગર આપવા માંડે, ત્યારે તે અમલદારે જે સખસને તે નકલ આપી અગર આપવા માંડી હોય તેની અસલ સમન્સ ઉપર તે પોંહોંચ્યાની સહી લેવી.

૮૦ જો પ્રતીવાદી અગર બીજો સખસ સદરહુ પ્રમાણે સહી કરવાને અગર સમન્સની નકલ લેવાને અગર જો બજાવનાર અમલદારને પ્રતીવાદી માલુમ પડતો ના હોય અને તેની તરફથી સમન્સની બજાવણી કબુલ કરવાને અખત્યાર આપેલો એજંટ ના હોય, તેમ તેની તરફ બીજો કોઈ પણ સખસ કે જેના ઉપર સમન્સ બજી શકે એવો ના હોય તો બજાવનાર અમલદારે જે ઘરમાં પ્રતીવાદી હમેશ રહેતો હોય તે ઘરના બહારના બારણા ઉપર સમન્સની નકલ લગાવવી અને જે કોરટથી સમન્સ કાહાડવામાં આવ્યો હોય તે કોરટમા જે હકીકતથી સમન્સ લગાવેલો હોય તે હકીકતના શેરા સાથે તે પાછો આપવો.

૮૧ કલમ ૭૯ માં બતાવ્યા પ્રમાણે હરકોઈ રીતીથી બજાવનાર અમલદાર સમન્સ બજાવે તો તેણે ક્યારે અને કેવી રીતે તે બજાવ્યો તેનો અસલ સમન્સ ઉપર શેરા કરવો અગર કરાવવો.

૮૨. જ્યારે કલમ ૮૦ પ્રમાણે સમન્સ પાછો આવે ત્યારે કોરટે તે બજાવનાર અમલદારને તે બાબતમાં સોગન ઉપર તપાસવો અને યોગ્ય લાગે તેવી બીજી તજવીજ તે બાબત

તમાં કરવાને કોરટને અખત્યાર છે. બાદ તે સમન્સ બરા-બર રીતે બજેલો છે અગર બજેલો ના હોય તો નજરમાં આવે તે પ્રમાણે તે બજાવવાનો હુકમ કોરટે કરવો.

પણ જ્યારે કોરટને એવી ખાત્રી થાય કે પ્રતીવાદી સ-મન્સને નહી મળવાને ઈરાદે નાસતો ફરે છે એવું માનવાને કારણ છે અગર બીજા કોઈ કારણથી સાધારણ રીતે સ-મન્સ બજી શકતો નથી તો, સમન્સની એક નકલ કોરટની પ્રસિદ્ધ જગોએ તથા એક નકલ પ્રતીવાદી છેવટ જે ઘરમાં રહેતો હતો એવું જાણવામાં હોય તે ઘરની પ્રસિદ્ધ જગોએ ચોડવી, અગર કોરટની નજરમાં આવે તેવી બીજી રીતે તે બજાવવો.

૮૩. કોરટના હુકમથી જે બીજી રીતે સમન્સ બજાવવા માં આવે તે જાણે પ્રતીવાદીની જાત ઉપર બજાયો છે એ-મ સમજવું.

૮૪. જ્યારે કોરટના હુકમથી સમન્સ બીજી રીતે બ-જાવવામાં આવે ત્યારે પ્રતીવાદીને હાજર થવાને જોઈએ તેવી મુદત ઠરાવવી.

૮૫. જે કોરટમાં દાવો દાખલ કરવામાં આવેલો હોય તે કોરટની હકુમતમા પ્રતીવાદી રહેતો ના હોય તેમ સમન્સ લેવા તેનો એજંટ ના હોય અને તે પ્રતીવાદી બીજી કોરટની હકુમતમા રહેતો હોય તો, તે બીજી કોરટ આપકોરટન ના-

ખાની કોરટ હોય તો તે કોરટ તરફ ટપાલ મારફત અગર પોતાના અમલદાર સાથે સમન્સ બજાવવાને મોકલવો. બાદ જે કોરટ તરફ તે મોકલવામાં આવેલો હોય તે કોરટે જાણે પોતે કાહાડેલો હોય તે પ્રમાણે બજાવવો.

૮૬. પણ જ્યારે કોઈ પ્રોસેસ, કલકત્તા, મદ્રાસ મુંબઈ અને રંગુન શેહેરમાં બજાવવાનું હોય તો, ત્યાંની સ્માલકાઝ કોરટ તરફ તે પ્રોસેસ મોકલવું. અને તે સ્માલકાઝકોરટે જેમ પોતે કાહાડેલું હોય તે પ્રમાણે તે બજાવવું.

૮૭ જો પ્રતીવાદી તુરંગમાં હોય તો તે તુરંગ જે અધિકારીના તાબામાં હોય તેને સમન્સ આપવો અને તે અધિકારીએ સમન્સ બજાવવો ત્યાર પછી જે કોરટથી તે કાહાડવામાં આવેલો હોય તે કોરટને બજાવણીના શેરા તથા તુરંગના અધિકારીની તથા પ્રતીવાદીની સહી સાથે મોકલવો.

૮૮ જો તુરંગ જે જીલ્લામાં દાવો કરવામાં આવેલો હોય તે જીલ્લામાં ના હોય તો સમન્સ ટપાલ મારફત અગર બીજી રીતે તે તુરંગ જે અધિકારીના તાબામાં હોય ત્યાંહાં મોકલવો અને તે અધિકારીએ કલમ ૮૭ માં બતાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરવી.

૮૯ જો પ્રતીવાદી હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજની બાહાર રેહેતો હોય અને હિંદુસ્તાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યમાં સમન્સની બજાવણી કબુલ કરવાને તેનો કોઈ એ-

જંટ ના હોય તો તે જે જગોએ હોય તે જગોનું સરનામું કરી ત્યાંહાં ટપાલ હોય તો તે ટપાલની મારફતે મોકલવો.

૯૦. જે મુલકમાં પ્રતીવાદી રહેતો હોય તે મુલકમાં અગર તે મુલકને વાસ્તે ઈંગ્રેજ સરકારનો રેસીડેન્ટ અગર એજંટ હોય તો સમન્સ ટપાલની મારફતે અગર બીજી રીતે પ્રતીવાદી ઉપર બજવાના કારણુસર તે રેસીડેન્ટ અગર એજંટને મોકલવો અને જો તે રેસીડેન્ટ અગર એજંટ તે સમન્સ આગળ ઠરાવ્યા પ્રમાણે બજાવ્યો છે એવા પોતાના હાથથી શેરાની સાથે પાછો મોકલે તો તે બજયા બાબત તે શેરો નિશ્ચેકારક પુરાવો સમજવો.

૯૧. જો પ્રતીવાદી એવા દરજાનો હોય નથી કે તેને સમન્સ સાટે કાગળ લખવો જરૂરછે તો સમન્સ સાટે સમન્સમાં જે હકીકત લખવાની છે તે તમામ લખી કાગળ લખવો અને તે તમામ બાબતમાં સમન્સ પ્રમાણે ગણાશે.

૯૨. આવો કાગળ પ્રતીવાદીને ટપાલની મારફતે અગર ખાસ માણસની સાથે અગર કોર્ટની નજરમાં આવે તેવી બીજી રીતે મોકલવો, પણ જો પ્રતીવાદીનો એજંટ સમન્સની બજાવણી કબુલ કરવાનો હોય તો તે એજંટને કાગળ આપવો અગર મોકલવો.

## પ્રોસેસની બજાવણી.

૯૩. કોર્ટ બીજી રીતે ફરમાવે નહી તો દરેક પ્રોસેસ

જે પક્ષકારની તરફથી કાહાડવામાં આવતું હોય તે પક્ષકારના ખરચથી બજાવવું.

આ બજાવણી બાબત જે કોર્ટ ફી લેવાની હોય તે પ્રોસેસ કાહાડતાં પેહેલી લેવી.

૯૪. આ કાયદા પ્રમાણે તમામ નોટીસો તથા હુકમો જે કોઈ સખસને આપવાના હોય અગર તેના ઉપર બજાવવાના હોય તે લખેલા જોઈએ, અને આગળ સમન્સ બજાવ્યાનો જે ઠરાવ છે તે પ્રમાણે બજાવ્યામાં આવશે.

## ટપાલ ખર્ચ.

૯૫. આ કાયદા પ્રમાણે કોઈ નોટીસ, સમન્સ, અગર કાગળ, ટપાલથી મોકલવાને ટપાલ ખરચ જોઈએ તથા તે રજીસ્ટર કરાવવાને જે ફી જોઈએ તે રવાને કરતા પેહેલાં ભરવું.

---

# બાબ ૭ મો.

## પક્ષકારોનું હાજર થવું તથા નહી હાજર થવાના પરિણામ.

૯૬. સમન્સમાં ઠરાવેલે દીવસે પક્ષકારોએ કોર્ટના મકાનમાં જાતે અગર તેઓના વકીલની મારફતે હાજર થવું. ત્યારે પછી જો કોર્ટ મુકરદમાની સુનાવણી કોઈ બીજા દીવસ સુધી બંધ નહી રાખે તો તે સાંભળવામાં આવશે.

૯૭. પ્રતીવાદીને હાજર થઈ જવાબ દેવાનો જે દીવશ ઠરાવેલો હોય તે દીવશે જો એમ માલમ પડે કે સમન્સ બજાવ્યાની કોર્ટ ફી વાદીએ નહી આપવાથી સમન્સ બજેલો નથી તો કોર્ટ તે વાદીનો દાવો કાહાડી નાંખવાને મુખ્ત્યાર છે.

પણ ઠરાવેલે દીવશે પ્રતીવાદી જાતે અગર એજંટની મારફતે હાજર થાય તો તેવો હુકમ કરવામાં આવશે નહી.

૯૮. જે દીવસ પ્રતીવાદીને હાજર થઇ જવાબ આપવાને ઠરાવેલો હોય તે દીવશે અગર ત્યાર પછી બીજી કોઈ મુદત સુધી તે મુકરદમાની સુનાવણી બંધ રાખવામાં આવી હોય તે દીવશે બેમાંથી એક પક્ષકાર હાજર થાય નહી તો દાવો કાહાડી નાંખવામાં આવશે, પણ જડજ દફતરમાં પોતાના હાથથી સબબો લખી બીજી રીતે ફરમાવવાને મુખ્ત્યાર છે.

૯૯. કલમ ૯૭ અગર ૯૮ પ્રમાણે દાવો કાહાડી નાંખવામાં આવે તો વાદી બીજો નવો દાવો કરી શકે છે. પરંતુ તેને તમામ મુદતના નિયમો લાગુ પડશે, અગર જો દાવો કાહાડી નાંખ્યા તારીખથી ૩૦ દીવશની અંદર વાદી જો કોર્ટને ખાત્રી કરી આપે કે સમન્સ બજાવવાની જે તારીખ હતી તેની કોર્ટ ફી નહી ભરવાનું પુકત કારણ હતું અગર ગેરહાજર રહેવાનું પુકત કારણ હતું, તો કોર્ટ દાવો કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવો અને તે દાવો સાંભળવાને બીજો દીવસ ઠરાવવો.

૧૦૦ જો વાદી હાજર થાય અને પ્રતીવાદી હાજર ના થાય તો નીચે પ્રમાણે કામ ચલાવવું.

(अ) સમન્સ બરાબર બજ્યો છે એવી ખાત્રી થાય તો કોર્ટે એકતરફી કામ ચલાવવું.

(ब) સમન્સ બરાબર બજ્યો છે એવી ખાત્રી ના થાય તો કોર્ટે બીજો સમન્સ કાહાડવો અને પ્રતીવાદી ઉપર બજાવવો

*(क) જો એમ શાબેત થાય કે સમન્સ પ્રતીવાદી ઉપર બરાબર બજેલો છે. પરંતુ તેને હાજર થઈ જવાબ દેવાને પુકત વખત મળેલો નથી તો કોર્ટે દાવાની સુનાવણી બંધ રાખી બીજો દીવશ ઠરાવવો અને તે દીવશની પ્રતીવાદીને નોટીસ આપવી. જો સમન્સ જોઈતી વખતમાં વાદીની કસુરથી બજેલો ના હોય તો કોર્ટે કામ બધ રાખવાથી ખતો ખર્ચ આપવાને તેને ફરમાવવું.

૧૦૧. જો કોર્ટે એક તરફી દાવાની સુનાવણી બંધ રાખી હોય અને પ્રતીવાદી સુનાવણી વખતે અગર તે પેહેલાં હાજર થઈ પ્રથમ ગેરહાજર શા કારણથી હતો તેનો પાકો સબબ બતાવે તો કોર્ટ ખરચ બાબત જે શરત ઠરાવે તે સાથે અગર બીજી રીતે દાવાનો જવાબ જાણી તેને હાજર થવાને દીવસે હાજર થયો તે પ્રમાણે તેને સાંભળવામાં આવશે.

૧૦૨. પ્રતીવાદી હાજર હોય અને વાદી ગેરહાજર હોય અને પ્રતીવાદી દાવો કબુલ નહી કરે તો વાદીનો દાવો કોર્ટે

કાહાડી નાંખવો. પણ જો તેમાંનો ભાગ કબુલ કરે તો તેટલા કબુલ કરેલા ભાગનું વાદીનું હુકમનામું કરવું અને બાકીનો દાવો રદ કરવો.

૧૦૩. જો સદરહુ કલમ પ્રમાણે તમામ દાવો અગર તેનો કાંઈ ભાગ કાહાડી નાંખવામાં આવે તો તે બાબતનો બીજો નવો દાવો ચાલશે નહી. પણ જો વાદી અરજી કરી એવું શાબેત કરી આપે કે, તેને દાવાની સુનાવણી વખતે હાજર નહી થઈ શકવાનો જોઈતો સબબ હતો તો કોરટે તે દાવો કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવો, અને ખરચ બાબત જેવો વ્યાજબી લાગે તેવો હુકમ કરવો અને દાવાની તપાસ કરવાનો દીવસ ઠરાવવો. પણ જો વાદીએ આ અરજી બાબતની લખેલી નોટીસ પ્રતીવાદી ઉપર બજાવી નહી હશે તો સદરહુ હુકમ રદ થશે નહી.

૧૦૪. હિંદુસ્તાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્ય બાહાર પ્રતીવાદી રહેતો હોય અને મુદતને દીવશે તે હાજર થાય નહી તો વાદીની અરજી ઉપરથી કોરટની નજરમાં આવે તેવી શરતો સાથે તે દાવો ચલાવવાને કોરટ ફરમાવી શકે છે.

૧૦૫. એક કરતાં વધારે વાદી હોય અને તેમાંથી એક અગર વધારે હાજર થાય અને બાકીના હાજર ના થાય તો, હાજર થએલા વાદીની ખાએશ ઉપરથી જાણે તમામ વાદીયો હાજર હોય તે પ્રમાણે કોરટ દાવો ચલાવવાને પરવાનગી આપી શકે છે.

૧૦૬. જો એક કરતાં વધારે પ્રતીવાદી હોય, અને તેમાંના એક અગર વધારે હાજર હોય અને બાકીના હાજર ના હોય તો તે દાવાની તપાસ ચાલશે. પરંતુ ફેસલો આપતી વખતે કોરટેજ પ્રતીવાદી ગેરહાજર હોય તેમના વિષે પોતાની નજરમાં યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

૧૦૭. વાદી અગર પ્રતીવાદીને કલમ ૬૬ અગર ૪૩૬ પ્રમાણે જાતે હાજર થવાને ફરમાવવામાં આવેલું હોય અને તે હાજર થાય નહી અગર હાજર નહી થવાનું પાકું કારણ પણ બતાવે નહી તો, વાદી અને પ્રતીવાદી બાબતમાં ઉપરની કલમમાં હાજર નહી થવાથી થતા પરિણામ બાબત જે ઠરાવ છે તે લાગુ પડશે.

**એક તરફી હુકમનામાં રદ કરવા બાબત.**

૧૦૮. કલમ ૧૦૦ પ્રમાણે કોઈ કામમાં પ્રતીવાદી ઉપર એક તરફી હુકમનામું થએલું હોય તો, પ્રતીવાદી તે હુકમનામું રદ કરવાનો હુકમ કરાવવાને અરજી કરી શકે છે.

અને જો કોરટની ખાત્રી લાયક એમ તે શાબિત કરી આપે કે જે વખતે દાવાની સુનાવણી થઈ તે વખતે પાકા કારણને લીધે તે હાજર થઈ શક્યો નહી હતો તો, ખરચ બાબત તે કોરટમાં ભરવા બાબત અગર બીજી રીતે કોરટને યોગ્ય લાગે તેવી શરતની સાથે તે હુકમનામું કોરટે રદ કરવું, અને તે દાવો ચલાવવાનો દીવશ ઠરાવવો.

૧૦૯. પણ જો વિરૂદ્ધ પક્ષકારના ઉપર સદરહુ અરજી બાબત લખેલી નોટીસ બજાવવામાં આવી નહી હશે તો તે આ-૧૦૭ ઉપરથી કોઈ હુકમનામું રદ કરવામાં આવશે નહી.

---

## બાબ ૮ મો.

### લખેલી હકીકત અને સામો દાવો.

૧૧૦ પેહેલી રજુવાત પેહેલાં અગર તે દીવશે પક્ષકારો પોત પોતાની લખેલી હકીકત આપી શકે છે. માટે જો તે આપવામાં આવે તો કોરટે લેવી અને દફતરમાં મુકવી.

૧૧૧ પઈશા લેવા બાબતના દાવામાં પ્રતીવાદીને કાંઈ પોતાની મુકરર કરેલી રકમ જે વાદી પાસેથી કાયદા પ્રમાણે વસુલ થઈ શકે તેવાલેહેણાનો સામો દાવો માગવો હોય, અને વાદીના દાવામાં વાદી તથા પ્રતીવાદીનું જે રૂપ હોય તેવુંજ રૂપ સામા દાવામાં તે બેઉ પક્ષકારનું હોય તો, પેહેલી રજુવાતે (અને કોરટની પરવાનગી શીવાય પાછળથી નહી) પ્રતીવાદી પોતાના સામા દાવાની લખેલી હકીકત આપી શકેછે. જજની કોર્ટ ઉપરે પ્રમાણે છે કે નહી તે બાબતની તપાસ કરી ફેસા બાબતની પોતાની હકુમત ઉપર નજર રાખતાં બરાબર લાગે તો સામો દાવો રાખવો.

આ સામો દાવો જાણે વિરૂદ્ધ બીજો દાવો કરયો હોય

તે પ્રમાણે જારી તેની અરજી દાવાની અરજી સમજવી, કે જેથી કોર્ટ અસલ અને સામો એ બેઉ દાવાનો એક વખતે એકઠો ફેંસલો આપી શકે. પણ તેથી જે રકમનું હુકમનામું થએલું હોય તે બાબત વકીલનો જે ખરચ બાબત હક સંબંધ હોય તેને હરકત થતી નથી.

૧૧૨ ગઈ છેલી કલમમાં જે ઠરાવ છે તે શિવાય પહેલી રજુવાત પછી કોઈ લખેલી હકીકત લેવી નહી.

પણ કોર્ટ હરકોઈ વખતે હરકોઈ પક્ષકાર પાસેથી લખેલી હકીકત અગર વધારાની લખેલી હકીકત લેઈ શકે છે, અને તે કેટલી મુદતમાં આપવી તેની મુદત પણ કોર્ટ ઠરાવી શકે છે.

અને તેવી રજુ થએલી હકીકતનો જવાબ દેવા સારૂ કોર્ટની પરવાનગી સાથે હરકોઈ વખતે લખેલી હકીકત અગર વધારાની લખેલી હકીકત લેઈ શકાય છે.

૧૧૩ ઠરાવેલી મુદતમાં લખેલી હકીકત રજુ કરવામાં ના આવે તો જે પક્ષકારે તે રજુ કરવાને કસુર કરી હોય તેના વિરૂધ હુકમનામું કરવાને અગર દાવા વિશે યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૧૪ લખેલી હકીકત ટુંકાણમાં હકીકતના રૂપમાં જોઈએ પણ તકરારના રૂપમાં નહી જોઈએ, અને તેમાં તે રજુ કરનાર પક્ષકાર પોતાના કામને જે હકીકત લાગતી માનતો હોય અને જે પોતે કબુલ કરતો હોય અગર જે પોતે સા-

ખેત કરી શકે તેવી જોઈએ.

આ હકીકતમાં દરેક બાબતવાર કલમો પાડી લખવી અને તે કલમો ઉપર અનુક્રમે નંબર પાડવો.

૧૧૫. લખેલી હકીકત ઉપર, દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા જોઈએ નહી તો તે લેવામાં આવશે નહી.

સહીના ખરાપણા બાબત શાહેદી તપાસવા વિષે જે કલમ ૫૨ મીમાં ઠરાવ છે તે આ લખેલી હકીકતમાં લાગુ પાપછે.

૧૧૬. કોરટના માગવાથી અગર પક્ષકાર પોતાની મેળે કોઈ લખેલી હકીકત રજુ કરતો હોય તે તકરારના રૂપમાં અગર નકામી લંબાણથી લખેલી હોય અગર દાવાને લાગતી ના હોય તેવી લખેલી હોય તો કોરટ તેને તેજ વખતે દુરસ્ત કરી શકેછે, અગર તે હકીકત ઉપર હુકમનો શેરો લખી નામંજુર પણ કરી શકે છે, અગર ખરચ બાબતનો ઠરાવ કરી તે રજુ કરનાર પક્ષકારને અમુક મુદત ઠરાવી તેમાં દુરસ્ત કરી આપવાને પાછી પણ આપી શકે છે.

આ કલમ પ્રમાણે જ્યારે હકીકત દુરસ્ત કરવામાં આવે ત્યારે તે ઉપર જડજે પોતાની સહી કરવી.

આ કલમ પ્રમાણે જ્યારે લખેલી હકીકત નામંજુર કરવામાં આવે ત્યારે કોરટની પરવાનગી વિના અગર કોરટના માગ્યા વિના તે હકીકત રજુ કરનાર પક્ષકારની બીજી લખેલી હકીકત લેવામાં આવશે નહી.

## બાબ ૯ મો.

### કોર્ટે પક્ષકારને તપાસવા બાબત.

૧૧૭. મુકરદમાની પેહેલી રજુવાતને દીવશે પ્રતીવાદીને અગર તેના વકીલને કોરટે પુછી નક્કી કરવું કે દાવાની અરજીમાં લખેલી હકીકત તે કબુલ કરે છે કે નહી. અને સામા પક્ષકારે લખેલી હકીકત આપી હોય તો તેમાં કહેલી હકીકત કબુલ છે કે નહી તે નક્કી કરી તેની કબુલત અને ઈનકારી બાબત દફતરમાં દાખલ કરવી.

૧૧૮. પેહેલી રજુવાતે અગર ત્યાર પછી બીજી કોઈ રજુવાતે જે પક્ષકાર જાતે હાજર થાય અગર કોરટમાં હાજર હોય અગર જે સખસ દાવાની બાબતમાં મુદ્દાના સ્વાલના જુવાપ દેઈ શકે તેવો હોય અને તે સખસ કોઈ પક્ષકાર અગર વકીલની સાથે આવેલો હોય તો તેની તપાસ મુખજુબાનીથી કોરટ કરી શકે છે અને કોરટની નજરમાં આવે તો બેમાંથી એક પક્ષકાર જે સ્વાલો સુચવે તે સ્વાલો તેને કરી શકે છે.

૧૧૯. આ તપાસનો મતલબ જડજે લખી લેવો અને તેને દફતરનો ભાગ ગણવો.

૧૨૦. જે પક્ષકાર તરફથી વકીલ હાજર હોય તે વકીલ દાવા સબંધી મુદ્દાના સ્વાલનો જુવાપ દેતો ન હોય અગર

ત દેઈ શકતો ન હોય અને કોરટના અભિપ્રાયમાં આવે કે જે પક્ષકારની તરફથી તે વકીલ છે તે પક્ષકારે જુવાપ દેવો જોઈએ, અને તેને જાતે પુછવામા આવે તો તે જુવાપ દેઈ શકે એવો સંભવ છે તો કોરટ એક બીજા દીવશ સુધી તે મુકરદમો બંધ રાખવા તથા તે દીવશે તે પક્ષકારે જાતે હાજર થવું એવું ફરમાવવાને કોરટ મુખત્યાર છે.

જો તે પક્ષકાર કાયદેસર સબબ શિવાય તે ઠરાવેલે દીવશે હાજર થવામાં કસુર કરે તો તેના વિરૂધ હુકમનામું કરવાને અગર દાવા સબંધી યોગ્ય લાગે તેવો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

---

## બાબ ૧૦ મો.

### દસ્તાવેજો બાબત.

૧૨૧. કોઈ પણ પક્ષકાર કોરટની પરવાનગીથી કોરટની મારફતે સામા પક્ષકારને તપાસવા લખેલા સ્વાલ આપી શકે છે, અગર જો સામા પક્ષકાર એક કરતાં વધારે હોય તો તે સ્વાલ નીચે એક ટીપ બતાવવી કે કિયા કિયા સ્વાલના દરેક પક્ષકારના જુવાપ લેવાના છે, પણ એક પક્ષકારના સ્વાલ તેના તેજ સબબને પુછવાને કોરટની પરવાનગી શિવાય એક કરતાં વધારે વખત આપવામાં આવશે નહી. અને પ્રતીવા-

રીએ પ્રથમથી જાણેલી હકીકત આપેલી હોય અને તે કોર્ટ દફતરમાં મુકવામાં આવેલી હોય તો વાંચીને તપાસવા પ્રતીવાદી સ્વાલ આપી શકે છે.

૧૨૨. કલમ ૧૨૧ માં કહેલા સ્વાલો જે પક્ષકારને પુછવાના હોય તેનો કોઈ વકીલ હોય તો તે વકીલ ઉપર અગર સમન્સ બજાવવાને જે રીતી બતાવી છે તે પ્રમાણે તથા કલમ ૭૯-૮૦-૮૧ અને ૮૨ ના ઠરાવ પ્રમાણે બજાવવા.

૧૨૩. દાવાના ખરચ વિષે ઠરાવ કરતી વખતે કોરટે કોઈ પણ પક્ષકારની ખાહેશ ઉપરથી સદરહુ પ્રકારના સ્વાલો આપવાની જરૂર હતી કિંવા નહી તેની તજવીજ કરવી અગર કરાવવી, અને જો કોરટની નજરમાં એમ આવે કે તે સ્વાલો વગર કારણે હરકત કરવાને આપેલા છે અગર અયોગ્ય રીતે લંબાણ આપેલા છે તો તે સ્વાલોથી તથા તેના જુવાબ દેવાથી જે ખરચ થયું હોય તે જે પક્ષકારની કસુર હોય તે પક્ષકારને સીર પડશે.

૧૨૪. જ્યારે કોઈ દાવામાં પક્ષકાર જાઈંન્ટસ્ટાક કંપની જેવા હોય ત્યારે તેના સામા પક્ષકાર કોરટને એવી અરજ કરી શકે કે તે કંપની અગર કારપોરેશનના કોઈ અધિકારીને અગર અંગજુતને સ્વાલ આપવાની પરવાનગી આપવી જોઈએ પછી કોરટ તેવો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૨૫. જે પક્ષકારને આવા સ્વાલના જુવાબ આપવાનું

ફરમાવેલું હોય તે જુવાપ દેવાને ના કહી શકે છે એવા સબબથી કે તે સ્વાલ લગતા નથી અગર દાવાના કારણસર શુધ્ધઅંતઃકરણથી કરવામાં આવેલા નથી અગર જે બાબતમાં તજવીજ કરવામાં આવેલી છે તે બાબત દાવાની રજુવાતે જોઈતી રીતે લાગતી નથી અગર તેવા બીજા સબબથી ના કહી શકે છે.

૧૨૬. આ સ્વાલોનો જુવાપ તે બજાયા તારીખથી ૧૦ દીવશમાં અગર જડજ મુદત વધારે તો તે મુદતમાં કોરટમાં આફીડેવીટ ફાઈલ કરી આપવા.

૧૨૭. જો કોઈ સખસને સ્વાલ કરવામાં આવેલા હોય અને તે તેના જુવાપ દેવાને ના કહે અગર પુકત રીતે જુવાપ દે નહી, તો સ્વાલ કરનાર પક્ષકાર કોરટને એવી અરજ કરી શકે છે કે તે પક્ષકારને જુવાપ દેવાને અગર જોઈતી રીતે જુવાપ દેવાને હુકમ કરવો. પછી જડજના ફરમાવ્યા પ્રમાણે આફીડેવીટથી અગર મુખજુબાનીથી જુવાપ દેવાને અગર પુકત રીતે જુવાપ દેવાને હુકમ થઈ શકે છે, પણ જડજની નજરમાં જે સ્વાલનો જુવાપ ૧૨૫ મી કલમ પ્રમાણે જરૂર ના હોય તે સ્વાલનો જુવાપ દેવાને તે હુકમ કરશે નહી.

૧૨૮. કોઈ પક્ષકાર કોરટની મારફતે રજુવાત પેહેલાં ૧૦ દીવશની અંદર દાવાને લગતો જે દસ્તાવેજ હોય તે દસ્તાવેજનું ખરાપણું કબુલ કરવાની નોટીસ આપી શકે છે.

તે દસ્તાવેજ કબુલ કરવામાં આવે તો તે કબુલત લખેલી અને તેના ઉપર તે કબુલ કરનાર પક્ષકારે અગર તેના વકીલે સહી કરી કોરટમાં ફાઈલ થવી જોઈએ.

જો આવી નોટીસ આપવામાં નહી આવે અને જડજ બીજી રીતે ફરમાવે નહી તો તે દસ્તાવેજ શાબેત કરવાનું ખરચ અપાવવામાં આવશે નહી.

*જો આવી નોટીસ પ્રમાણે તે બજાયા પછી ૪ દીવશમાં ચાલવામાં ન આવે અને જડજની નજરમાં આવે કે કબુલત કરવી જોઈતી હતી તો, જે પક્ષકારે ના કહેલી હોય તેને શીર તે દસ્તાવેજ શાબેત કરવાનું ખરચ પડશે, પછી દાવાનો પરિણામ ગમે તેમ થાય તેની ચીંતા નહી.

૧૨૯. દાવો ચાલતાના દરમિયાનમાં હરકોઈ વખતે કોરટ કોઈ પક્ષકારના તાબામાં અગર અખત્યારમાં જે દસ્તાવેજો દાવામાં જે સ્વાલ હોય તે સ્વાલને લગતા હોય તે આફીડેવીટથી કહેવાને હુકમ કરી શકે છે અને તેજ પ્રમાણે કોઈ પક્ષકાર પેહેલી રજુવાત પેહેલાં તેવો હુકમ મેળવવાને અરજ પણ કરી શકે છે.

આ કલમ પ્રમાણે દરેક આફીડેવીટમાં કોઈ દસ્તાવેજ રજુ કરવાને હરકત હોય તો તે હરકત તેના કારણો સાથે બતાવવી.

૧૩૦. કોઈ પણ દાવો ચાલુ હોય તે દરમિયાનમાં હરકોઈ વખતે દાવામાં જે સ્વાલ હોય તેને લગતા કોઈ પ-

પક્ષકારના કબજા અગર અખત્યારમાં જે દસ્તાવેજો હોય તે દાવામાં અગર પ્રોસીડીંગમાં રજુ કરવાને કોરટ હુકમ કરી શકે છે, અને જ્યારે તે રજુ કરવામાં આવે ત્યારે કોરટ જેમ તેમને વ્યાજબી લાગે તેમ તેનો ઉપયોગ કરી શકે છે.

૧૩૧. દાવાની સુનાવણી થતાં પેહેલાં અગર સુનાવણીને દીવશે કોઈ પક્ષકાર કોરટની મારફતે બીજા પક્ષકારને એવી નોટીસ આપી શકે છે કે, દાવાની અરજીમાં લખેલી હકીકતમાં અગર આફીડેવીટમાં કોઈ દસ્તાવેજ બતાવેલો છે તે દસ્તાવેજ કોરટ આ કારણસર જે અધિકારીને નીમે તેની રૂબરૂ તે નોટીસ આપનાર પક્ષકારને અગર તેના વકીલને તપાસવા રજુ કરવો અને તે પક્ષકાર અગર તેના વકીલને તેની નકલ લેવા દેવી.

કોઈ પક્ષકાર આવી નોટીસ મળ્યા છતાં જો તે કોરટની એવી ખાત્રી કરી આપશે નહી કે આ દસ્તાવેજ ફકત મારા હક સબંધી છે અગર નોટીસ પ્રમાણે નહી ચાલવાને બીજું મારે પુકત કારણ છે તો તે પક્ષકારને પોતાની તરફથી તે દસ્તાવેજ પછીથી રજુ કરવાને પરવાનગી આપવામાં આવશે નહી.

૧૩૨ જે પક્ષકારને નોટીસ આપવામાં આવી હોય તે પક્ષકારે તે નોટીસ પોહોંચ્યા તારીખથી ૧૦ દીવશમાં જે પક્ષકારે નોટીસ આપી હોય તેને એવી એક નોટીસ આપવી કે, તે આપ્યા તારીખથી ત્રણ દીવસની અગર અમુક વ-

ખતે જે દસ્તાવેજો રજુ કરવાને હરકત ના હોય તે દસ્તાવેજો તેના વકીલની આફીસમાં અગર હરકોઈ બીજી સુગમ પડે તેવી જગોએ તપાસવા દેવા, તે નોટીસમાં કોઈ દસ્તાવેજ રજુ કરવાની હરકત હોય તો તે તેના કારણ સાથે જણાવવું.

૧૩૩ જે પક્ષકાર ઉપર કલમ ૧૩૧ પ્રમાણે નોટીસ બજાવવામાં આવેલી તેમ છતાં તે કલમ ૧૩૨ પ્રમાણે નોટીસ આપે નહી અગર તપાસવાને હરકત કરે અગર તપાસવાની જગો સુગમ પડે તેવી ના હોય તેવી બતાવે તો, જે પક્ષકારને દસ્તાવેજ તપાસવાની મરજી હોય તે તપાસવા બાબત હુકમ થવાને કોરટને અરજ કરી શકે છે.

૧૩૪ તે અરજીમાં કિયા દસ્તાવેજ તપાસવાના છે, તે તપાસવાનો અરજદારનો હક છે અને જેના વિરૂધ અરજી કરવામાં આવતી હોય તે પક્ષકારના, કબજા અગર અખત્યારમાં છે એવું બતાવવું જોઈએ, અને તે અરજી આફીડેવીટ કરી આપવી.

૧૩૫ જે પક્ષકાર પાસેથી કોઈ જાતની શોધ અગર તપાસ કરવાનો હોય તે પક્ષકાર તેમાં હરકત લેતો હોય અને કોરટની એવી ખાત્રી થાય કે અમુક સ્વાલ અગર પ્રશ્નના નિર્ણય ઉપર તે શોધ અગર તપાસ કરવાના હકનો આધાર છે તો કોર્ટ પ્રથમ તે સ્વાલ અગર પ્રશ્નનો નિર્ણય કરવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૩૬ આ બાબ પ્રમાણે કોઈ પક્ષકાર સ્વાલનો જવાબ

દેવામાં અગર શોધ અગર તપાસ થવા દેવામાં તે બાબતના હુકમો તેના ઉપર બજયા છતાં તે કોઈ હુકમોને માન્ય કરે નહી અને જો તે વાદી હોય તો, જાણે તે દાવો ચલાવતો નથી એમ ગણી તેનો દાવો કાહાડી નાંખવામાં આવશે, અને જો તે પ્રતીવાદી હોય તો જાણે તેણે દાવાનો જવાબ આપેલો ના હોય અને કોરટમાં હાજર થએલો ના હોય તે પ્રમાણે તેની બ્યવસ્થા કરવામાં આવશે.

જે પક્ષકાર સ્વાલ પુછતો હોય, શોધ અગર તપાસવા માગતો હોય તે પક્ષકાર સદરહુ પ્રકારનો હુકમ કરવાને અરજ કરી શકે છે, અને કોર્ટ તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે.

જે પક્ષકાર આ કલમના પેહેલા ભાગમાં કહ્યા પ્રમાણે હુકમનું અપમાન કરશે તેને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૮ મી પ્રમાણે ગુન્હેગાર ઠરાવવામાં આવશે.

૧૩૭ કોરટ પોતાની મેળે અગર કોઈ પક્ષકારની અરજ ઉપરથી પોતાના દફતરમાંથી અગર હરકોઈ બીજી કોરટમાંથી કોઈ બીજા દાવાના અગર ચાલેલા કામના કાગળો મંગાવી તપાશી શકે છે.

પણ જે પક્ષકાર તે કાગળો મંગાવવા અરજ કરે તેણે જાતે અગર તેના વકીલે આફીડેવીટ કરવી કે જે કામમાં તે અરજ કરવામાં આવી છે તેમાં તે અગત્યના છે અને લાંબી

મુદ્દત સુધી તેની સહીવાળી નકલો મળે તેવું નથી અગર તે નકલો મળતાં ગેરવ્યાજબી ખરચ થાય તેવું છે અગર ઈનસાફ ના કારણસર અસલ કાગળો મંગાવવા જરૂર છે.

હિંદુસ્તાનના પુરાવાના આકટ પ્રમાણે જે દસ્તાવેજ પુરાવમાં દાખલ કરવા લાયક નહી હોય તેને આ કલમથી કોરટ પુરાવમાં લેઈ શકે છે એમ સમજવું નહી.

૧૩૮. પક્ષકાર જે દસ્તાવેજી પુરાવ ઉપર આધાર રાખતા હોય અને જે પોતાના કબજામાં અગર અખત્યારમાં હોય અને જે કોરટમાં ફાઈલ કરવામાં આવેલા ના હોય તે તમામ દસ્તાવેજો અને જે દસ્તાવેજો રજુ કરવાને પેહેલી રજુવાત પેહેલાં તેમને ફરમાવવામાં આવેલું હોય તે તમામ દસ્તાવેજો તેમણે પેહેલી રજુવાતને દીવશે કોરટ માગે એટલે રજુ કરવાને તૈયાર રાખવા.

૧૩૯. કલમ ૧૩૮ પ્રમાણે કોરટના માગ્યા છતાં જે દસ્તાવેજો રજુ કરવામાં આવેલા નહી હોય તો, પાકો સબબ પેહેલી રજુવાતે તે રજુ નહી કરવાનો બતાવ્યા વિના પાછળથી પુરાવમાં લેવામાં આવશે નહી. પાકો સબબ બતાવવામાં આવે અને કોરટને તે બાબત ખાત્રી થાય તો તે પાછળથી લેવાના કારણો જડજ દફતરમાં લખી તે લેઈ શકે છે.

૧૪૦. પેહેલી રજુવાતે પક્ષકાર જે દસ્તાવેજો રજુ કરે તે કોરટે લેવા. પરંતુ જે પક્ષકાર તે રજુ કરે તેણે તે બા-

બાતની એક બરાબર યાદ તે સાથે આપવી જોઈએ.

દાવો ચાલતાની દરમિયાનમાં હરકોઈ વખતે કોરટ અમુક દસ્તાવેજ દાવામાં હકીકતને લાગતો નથી અગર બીજી રીતે પુરાવમાં લેઈ શકાય તેવો નથી એમ કહી નામંજુર કરવાને મુખત્યાર છે. પરંતુ તે વખતે તે નામંજુર કરયાના સબબો દફતરમાં લખવા.

૧૪૧. કોઈ પણ દસ્તાવેજ ચાલતા પ્રમાણશાસ્ત્રના નિયમ પ્રમાણે શાબિત કરવામાં આવેલો નહી હોય અગર કબુલ કરવામાં આવેલો નહી હોય તો તે દફતરમાં મુકવામાં આવશે નહી. જો તે પ્રમાણે શાબિત થએલો હોય અગર કબુલ કરવામાં આવેલો હોય તેના ઉપર દાવાનો નંબર તથા પ્રકાર તથા તે રજુ કરનારનું નામ તથા રજુ કરયાની તારીખનો શેરો લખવો. પછી જડજે પોતાના હાથથી શેરો કરવો કે જે સખસના વિરૂધ્ધ તે વાપરવાનો છે તેના વિરૂધ્ધ શાબિત થએલો છે અગર તેણે કબુલ કરેલો છે. ત્યાર પછી તે દફતરમાં તેના એક ભાગ તરીકે ફાઈલ કરવામાં આવશે.

જો તે દસ્તાવેજ દુકાનના અગર બીજા ચોપડામાંની રકમ હોય તો જે પક્ષકારની તરફથી તે રજુ કરવામાં આવતા હોય તેણે તે રકમની નકલ આપવી અને તેના ઉપર સદરહુ પ્રમાણે શેરો લખવો અને તે ફાઈલ કરવી. ત્યારપછી અસલ ચોપડામાં કોરટે નીશાન કરી તે રજુ કરનારને પાછા આપવા.

જે દસ્તાવેજો પહેલી રજુવાતે રજુ કરવામાં આવ્યા હોય તે ઉપર પ્રમાણે શાબિત કરવામાં આવે નહી અગર કબુલ કરવામાં આવે નહી તો તે રજુ કરનાર પક્ષકારને પાછા આપવામાં આવશે.

૧૪૨ દસ્તાવેજ શાબિત થએલો અગર કબુલ કરેલો હોય પણ કોરટની નજરમાં દાખલ કરવા લાયક ના હોય તો, કોરટે વધારામાં "નામંજુર" એવો શબ્દ લખવો, બાદ જે પક્ષકારે તે રજુ કરેલો હોય તેને પાછો આપવો.

૧૪૩ કલમ ૬૨, ૧૪૧ તથા ૧૪૨ માં ગમે તે ઠરાવ હોય પણ કોરટની નજરમાં પુકત સબબ લાગે તો હરકોઈ દસ્તાવેજ અગર ચોપડો જે રજુ થએલો હોય તે અટકાવી કોરટના અધિકારીના કબજામાં પોતાની નજરમાં જે શરત વાજબી લાગે તે શરત સાથે અને તેટલી મુદત રાખવામાં આવશે.

૧૪૪ જે દાવામાં તેનો ફેંસલો થયા પછી તે ઉપર અપીલ ચાલતી ના હોય અગર અપીલ ચાલતી હોય અને અપીલની મુદત વીતી ગઈ હોય અગર અપીલ થએલી હોય તો, અપીલનો ફેંસલો થઈ ગયા પછી તે દાવામાં કોઈ પક્ષકારે અગર બીજા સખસે કોઈ દસ્તાવેજ રજુ કરેલો હોય અને દફતરમાં મુકવામાં આવેલો હોય તે પાછો લેવાની તેની ઈચ્છા હોય અને જો કલમ ૧૪૩ પ્રમાણે તે અટકાવવામાં આવેલો ના હોય તો તેને તે પાછો લેવાનો હક છે.

પરંતુ જે દસ્તાવેજ હુકમનામાના જોરથી અગર નકામો થએલો હોય તે પાછો આપવામાં આવશે નહી.

જે દસ્તાવેજ પુરાવમાં દાખલ થએલો હોય અને તે પાછો આપવામાં આવે તો તે પાછો લેનાર સખ્સની એક પોંહોચની ચોપડી રાખવામાં આવશે તેમાં પોંહોચ લેવી.

૧૪૫ દસ્તાવેજો બાબત જે ઠરાવો છે તે પુરાવમાં જે જરૂરની વસ્તુ રજુ કરવામાં આવે તેને બની શકે ત્યાંહાં સુધી લાગુ થશે.

---

## બાબ ૧૧ મો.

### ઈસ્યુ મુકરર કરવા વિષે.

૧૪૬ હકીકત અગર કાયદાની મુદ્દાની બાબત એક પક્ષકાર હા કહેતો હોય અને બીજો પક્ષકાર ઈનકાર કરતો હોય ત્યારે ઈસ્યુ ઉત્પન્ન થાય છે.

વાદી દાવો કરવાનો હક બતાવવાને જે કાયદા અગર હકીકતની બાબત કહે તે મુદ્દાની બાબત કહી થાય છે.

હરેક આવી બાબત એક પક્ષકાર કહે અને બીજો ઈનકાર કરે તો તેનો સ્પષ્ટ રીતે ઈસ્યુ ઉત્પન્ન થાય છે.

ઈસ્યુ બે પ્રકારના છે अ હકીકતનો ઈસ્યુ ब. કાયદાનો ઈસ્યુ

પેહેલી રજુવાતે કોરટે, દાવાની અરજી લખેલી હકીકત હોય તો તે વાંચી અને જરૂર જણાય તે પક્ષકારોને તપાશી નક્કી કરવું કે હકીકત અગર કાયદાની શી મુદ્દાની હકીકત બાબતમાં પક્ષકારો જુદા પડેલા છે. ત્યાર પછી તે ઉપરથી જે ઈશ્યુ ઉપર દાવાનો ખરો ફેંસલો થવાને આધાર હોય તે ઈશ્યુ કાહાડી દફતરમાં દાખલ કરવા.

તેના તેજ દાવામાં જ્યારે કાયદા તથા હકીકત બંન્નેના ઈશ્યુ નીકળવાના હોય અને કોર્ટના અભિપ્રાયમાં એમ આવતું હોય કે ફકત કાયદાના ઈશ્યુ ઉપરથીજ કામનો નીકાલ થઈ શકે તેવું છે તો કોરટે તે ઈશ્યુનો પેહેલો તપાસ કરવો અને તે કારણસર કોરટને યોગ્ય લાગે તો હકીકતનો ઈશ્યુ મુકરર કરવાને તેનો નિર્ણય થતાં સુધી બંધ રાખે.

જો પ્રતીવાદી પેહેલી રજુવાતે કાંઈ જવાબ આપે નહીં તો કોરટે ઈશ્યુ કાહાડવો એવું આ કલમમાં કાંઈ નથી.

૧૪૭. નીચે લખેલી હકીકત ઉપરથી કોરટ ઈશ્યુ કાહાડી શકે છેઃ—

(अ) પક્ષકાર અગર તેની તરફથી હાજર હોય તે સખસો અગર તે પક્ષકાર અગર તે સખસોના વકીલો સોગન ઉપર જે હકીકત કહે તે ઉપરથી

(ब) દાવાની અરજીમાં તથા દાવામાં અગર સવાલના જવાબમાં જે લખેલી હકીકત આપેલી હોય તે ઉપરથી

(क) પક્ષકારે રજુ કરેલા દસ્તાવેજના મનજુર ઉપરથી

૧૪૮ જો કોરટના અભિપ્રાયમાં એમ આવે કે અમુક સખસ કોરટમાં હાજર નથી પણ તેને તપાસ્યા વિના અગર જે દસ્તાવેજ રજુ થએલો નથી તે વાંચ્યા વિના ઈસ્યુ બરોબર કાહાડી શકાય તેવું નથી તો કોરટે કોઈ બીજા દીવશ સુધી ઈસ્યુ કાહાડવા બંધ રાખી તે સખસને હાજર થવાને અગર દસ્તાવેજ રજુ કરવાને ઈલાજ કરવો.

૧૪૯ હુકમનામું કરતાં પેહેલાં હરકોઈ વખત કોરટ ઈસ્યુ દુરસ્ત કરી શકે છે અગર વધારાના ઈસ્યુ કાહાડી શકે છે તેમજ કોઈ ઈસ્યુ ખોટી રીતે કાહાડવામાં આવેલો હોય તે કાહાડી નાંખી શકે છે.

૧૫૦ દાવાના પક્ષકારો જ્યારે હકીકતના અગર કાયદાના ઈસ્યુ વિશે કબુલ થઈ તે વિશે ઠરાવ કરાવવાને કબુલ થાય તો તેઓએ તે ઈસ્યુના રૂપમાં લખીત કરાર કરવો અને કોરટ તે ઈસ્યુ બાબત હા અગર નાનો ઠરાવ કરે તે પ્રમાણે પક્ષકારોએ ચાલવું વિગરે.

૧૫૧ સદરહુ કરાર વિશે કોરટે ઘટતી તજવીજ કરી તે ઈસ્યુનો તપાસ કરવો અને પોતાનો અભિપ્રાય જાણે પોતે ઈસ્યુ કાહાડ્યો હોય તે પ્રમાણે બતાવવો અને કરારના ઠરાવ પ્રમાણે ફેસલો આપવો. ત્યાર પછી તે ફેસલા ઉપરથી તકરારી અમેમાં ફેસલો આપેલો હોય અને હુકમનામું થઈ બજે

તે પ્રમાણે સદરહુ ફેંસલા ઉપરથી હુકમનામું થઈ બની શકશે.

## બાબ ૧૨ મો.

### પેહેલી રજુવાતે દાવાની વ્યવસ્થા.

૧૫૨ પેહેલી રજુવાતે કોરટને એમ જણાય કે પક્ષકારો વચ્ચે કાંઈ કાયદા અગર હકીકતનો ઈસ્યુ છે નહી તો કોરટે એકદમ ફેંસલો આપવો.

૧૫૩ જ્યારે એક કરતાં વધારે પ્રતીવાદી હોય અને તેમાંના હર કોઈ એક પ્રતીવાદી અને વાદીની વચમાં કાયદા અગર હકીકતનો કાંઈ પણ ઈસ્યુ ના હોય ત્યારે કોરટે એકદમ ફેંસલો તે પ્રતીવાદીના તરફમાં અગર વિરૂધમાં આપવો. અને દાવો બીજા પ્રતીવાદી ઉપર ચાલશે.

૧૫૪ જ્યારે પક્ષકારો વચ્ચે કાયદા અગર હકીકતના ઈસ્યુ હોય અને આગળ ઠરાવ્યા પ્રમાણે કોરટે તે ઈસ્યુ કાહાડેલા હોય અને કોરટને એવી ખાત્રી થાય કે વધારે તકરાર અગર પુરાવ જે એકદમ રજુ થઈ શકે છે તેના કરતાં વધારે થઈ શકે એવું નથી અને જે રજુ થઈ શકે તેથી દાવાનો ફેંસલો કરવાને બસ છે અને દાવો ચલાવતાં કાંઈ ગેરઈનસાફ થાય એવું છે નહી તો કોર્ટે તે ઈસ્યુનો નીકાલ કરવો;

અને જો ફેંસલો કરવાને જે અભિપ્રાય થએલો હોય

તે બસ હોય તો તેનો તુરત તે પ્રમાણે ફેંસલો આપવો, પછી સમન્સ ઈસ્યુ મુકરર કરવાનો હોય અગર છેવટ નીકાલ કરવાનો હોય તેની ચીંતા નહી.

પણ જ્યારે સમન્સ ઈસ્યુ મુકરર કરવાનો હોય ત્યારે પક્ષકારો અગર તેના વકીલો હાજર જોઈએ અને તેમાંના કોઈની હરકત નહી જોઈએ વિગરે.

૧૫૫ જ્યારે સમન્સ છેવટ નીકાલનો હોય અને દાવાનો કોઈ પક્ષકાર જોઈતાં કારણ વગર જે પુરાવ ઉપર ભરૂંસો રાખતો હોય તે હાજર કરે નહી તો કોરટ એમદમ ફેંસલો આપવાને મુખત્યાર છે.

અગર જો કોરટની નજરમાં યોગ્ય લાગે તો કલમ ૧૪૧ પ્રમાણે ઈસ્યુ કાહાડ્યા બાબત તે ઈસ્યુનો નિર્ણય કરવાને જરૂરીઆત પુરાવ રજુ કરવાને તે મુકરદમો બંધ રાખી શકે છે.

---

## બાબ ૧૩ મો.

### મુલત્વી રાખવા વિષે.

૧૫૬ મુકરદમો હરકોઈ વખતે પાકું કારણ બતાવવામા આવે તો કોરટ બંધ રાખવાને મુખત્યાર છે પણ તે વખતે તે મુકરદમાની સુનાવણી સારૂ બીજો દીવસ ઠરાવવો અને મુલત્વી રાખવાથી જે ખરચ થાય તેનો જોઈતો હુકમ કરવો.

જ્યારે પુરાવ સાંભળવો શરૂ થયો હોય ત્યારે તે મુકરદમાની સુનાવણી તમામ શાહેદીઓ તપાસાય ત્યાંહાં સુધી હમેશાં જારી રાખવી, પરંતુ કોરટની નજરમાં એવું આવે કે સુનાવણી બંધ રાખવી જરૂર છે તો જડજ પોતાના હાથથી તે વિશેના સબબ દફતરમાં લખી બંધ રાખી શકે છે.

૧૫૭ જે તારીખ સુધી કામ મુલતવી રાખવામાં આવ્યું હોય તે તારીખે પક્ષકારો અગર તેમાંનો કોઈ હાજર થવાને કસુર કરે તો કોરટ બાબ ૭ મામાં બતાવેલી રીત પ્રમાણે તે દાવાની વ્યવસ્થા કરવાને અગર બીજો યોગ્ય લાગે તેવો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૫૮ જે પક્ષકારને પુરાવ રજુ કરવાને અગર શાહેદીઓ હાજર કરવાને અગર દાવો ચાલવાને બીજું કાંઈ જરૂરીઆત કામ કરવાને મુદત આપ્યા છતાં તે કરવામાં કસુર કરે તો કોરટ તે દાવાનો ફેંસલો તુરત કરવાને મુખત્યાર છે.

---

## બાબ ૧૪ મો.

### શાહેદીઓ ઊપર સમન્સ તથા હાજર કરવા વિષે.

૧૫૯ પ્રતીવાદી ઉપર સમન્સ બજાવવા આપ્યા પછી પક્ષકારો કોરટને અગર તે બાબત નીમેલા અધિકારીને અરજ કરી સાક્ષીઓને શાહેદી આપવા સારૂ અગર દસ્તાવેજ

રજુ કરવા સારૂ સમન્સ મેળવી શકે છે.

૧૬૦ જે પક્ષકાર આવો સમન્સ મળવા અરજ કરે તે સમન્સ મળતાં પેહેલાં કોરટે ઠરાવેલી મુદતની અંદર જે સખસને સમન્સ કરી બોલાવેલા હોય તેઓને કોરટમાં આવવા સારૂ તથા ત્યાંહાંથી જવા સારૂ મુસાફરી વિગરે ખરચ બદલ અને એક દીવશ હાજર થવા સારૂ કોરટને યોગ્ય જણાય તેટલી રકમ તે પક્ષકારે કોરટમાં ભરવી.

જો તે કોરટ હાયકોરટના તાબાની કોરટ હોય અને યોગ્ય અધિકારીએ કાંઈ ઠરાવેલો નિયમ હોય તો તે ઉપર નજર રાખી તે ખરચનો સ્કેલ બાંધવો.

૧૬૧ જો સમન્સ જેના ઉપર કાહાડવામાં આવેલા હોય તેની જાત ઉપર બજાવવામાં આવે તો સદરહુ ભરેલી રકમ તેને આપવા માંડવી.

૧૬૨ જો તે ભરેલી રકમ કોરટ અગર તે બાબત તેના નીમેલા અધિકારીની નજરમાં સદરહુ ખરચને સારૂ બસ ના હોય તો, જે સખશ ઉપર સમન્સ કરવામાં આવેલો હોય તેને જરૂર જણાય તેટલી વધારે રકમ આપવાને કોરટ ફરમાવવાને મુખ્ત્યાર છે. અને જો તે રકમ ભરવામાં સમન્સ કરાવનાર પક્ષકાર કસુર કરે તો તે રકમ તે પક્ષકારની જંગમ મીલકત જપ્ત કરી વેચાવી વસુલ કરી શકે છે, અગર સમન્સ કરી બોલાવેલા સખસની શાહેદી લીધા વિના તેને જવા

દેવાને અગર ઉપર પ્રમાણે તે રકમ વસુલ કરવાને અને તે સખસને જવા દેવાને એ બેઉ હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

જો સમન્સ કરેલા સખસને એક દીવશ કરતાં વધારે દીવશ રાખવાની જરૂર પડે તો તે વધારે મુદત રાખવાને સારૂ તેના ખરચ બદલ રકમ આપવાને સમન્સ કરાવનાર સખસને કોરટ વખતે વખતે ફરમાવી શકે છે. અને જો તે મ[illegible]કાર તે રકમ ભરવામાં કસુર કરે તો તેનો પરીણામ પણ ઉપર પ્રમાણે થશે.

૧૬૩ આવા દરેક સમન્સમાં સાક્ષીએ કઈ જગોએ અને ક્યારે હાજર થવું અને તેણે સાક્ષી આપવા સારૂ અગર દસ્તાવેજ રજુ કરવા સારૂ અગર તે બેઉ કારણોસર હાજર થવું તે બતાવવું. વળી તે સમન્સમાં જે દસ્તાવેજ હાજર કરવાનું હોય તેનું વર્ણન પણ જોઈતી રીતે સફાઈથી લખવું.

૧૬૪ કોઈપણ સખસ ઉપર તેની સાક્ષી સારૂ નહી પણ ફકત દસ્તાવેજ રજુ કરવા સારૂ સમન્સ થઈ શકે છે. માટે કોઈ સખસ ઉપર ફકત દસ્તાવેજ રજુ કરવાને સમન્સ કરવામાં આવેલો હોય તો તે જાતે આવી રજુ નહી કરતાં બીજી રીતે તે રજુ કરે તો તે સમન્સ પ્રમાણે ચાલ્યો એમ સમજવું.

૧૬૫ કોઈ સખસ કોરટમાં હાજર હોય તો તેણે સાક્ષી આપવા સારૂ અગર તેની પાસે અગર તેના અખત્યારમાં

કોઈ દસ્તાવેજ હોય તો તે રજુ કરવાને કોરટ ફરમાવી શકે છે.

૧૬૬ જે સખસ ઉપર સાક્ષી આપવા સારૂ અગર દસ્તાવેજ રજુ કરવા સારૂ સમન્સ કરવામાં આવેલો હોય તેના ઉપર જેમ પ્રતીવાદી ઉપર સમન્સ બજાવવાની જે રીતી આગળ બતાવેલી છે તે પ્રમાણે સમન્સ બજાવવો, અને સમન્સની બજાવણી બાબત છઠા બાબમાં જે નિયમો છે તે તમામ નિયમો આ કલમ પ્રમાણે બજેલા સમન્સને લાગુ થશે.

૧૬૭ તમામ કામોમાં સમન્સની બજાવણી જોઈવી વખતમાં થવી જોઈએ કે જેથી જેના ઉપર સમન્સ કરવામાં આવેલો હોય તે સખસને જે જગોએ હાજર થવાનું હોય તે જગોએ તઈયાર થઈ આવવાને વાજબી વખત મળે.

૧૬૮ જેના ઉપર સમન્સ શાક્ષી આપવાનો અગર દસ્તાવેજ રજુ કરવાને કાહાડવામાં આવેલો હોય તેના ઉપર તે બજી શકતો નથી એવું તે બજાવનાર અમલદાર કહે તો તે બાબત કોરટે તે અમલદારને તપાસવો.

અને જો કોરટને ખાત્રી થાય કે તે સખસની સાક્ષીની અગર જે દસ્તાવેજ રજુ કરવાનો છે તે દસ્તાવેજની અગત્ય છે, અને તે સખસ સમન્સ ન બજે તે કારણસર નાસતો ફરે છે તો સાક્ષી આપવા સારૂ અગર તે દસ્તાવેજ રજુ કરવા સારૂ અમુક જગોએ તેણે હાજર થવું એવું જાહેરનામું કાહાડવાને કોરટ મુખત્યાર છે. આ જાહેરનામાની એક નકલ તે સખસ

હમેશાં જે ઘરમા રહેતો હોય તેને આગલે બારણે ચોડવી.

જો તે જાહેરનામામાં લખેલે દીવશે હાજર ના થાય તો જે પક્ષકારે સમન્સ કડાવેલો હોય તે સખસની અરજ ઉપરથી કોરટ પોતાની નજરમાં આવે તો પોતાને યોગ્ય લાગે તેટલી રકમની જે સખસના ઉપર સમન્સ કાડવામાં આવેલો હોય તેની મીલકત જપ્ત કરવાને મુખત્યાર છે. પણ તે જપ્તીનું ખરચ તથા કલમ ૧૭૦ માં બતાવેલા દંડની રકમથી તે વધારે નહી જોઈએ.

કોઈ સ્માલકાજકોરટે સ્થાવર મીલકત જપ્તી કરવાનો હુકમ કરવો નહી.

૧૬૯ સદરહુ પ્રમાણે જપ્ત કરતાં તે સખસ હાજર થઈ કોરટની ખાત્રી કરી આપે કે હું સમન્સ ન બજે તે કારણથી નાસતો ફરતો નહી હતો અને મને જાહેરનામાની ખબર નહી હતી તો કોરટે મીલકત ઉપરથી જપ્તી ખશેડવી અને જપ્તીના ખરચ સારૂ બાજબી જણાય તેવો હુકમ કરવો.

૧૭૦ જો તે સખસ હાજર ના થાય અગર હાજર થઈને ઉપલી કલમમાં બતાવ્યા પ્રમાણે ખાત્રી કરી આપે નહી તો રૂ ૫૦૦) સુધી કોરટ તેની સ્થીતી તથા કામની હકીકત ઉપર નજર રાખી બાજબી લાગે તેટલો દંડ કરવાને તથા મીલકત અગર તેનો કાંઈ ભાગ જપ્તીનું ખરચ તથા કાંઈ દંડની રકમ વસુલ કરવા વેચવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

પણ જો જે સખસને હાજર થવાને ફરમાવેલું હોય, તે સદરહુ ખરચ તથા દંડ કોરટમાં ભરે તો તે કોરટ મીલકત ઉપરથી જપ્તી ખશેડવી.

૧૭૧ જો કોરટની નજરમાં પક્ષકાર શિવાય કોઇ સખસને તપાસવાની જરૂર જણાય અને તે સખસને દાવામાંના કોઈ પક્ષકારે શાહેદી તરીકે બોલાવેલો ના હોય તો કોરટ પોતાની મેળે શાહેદી તરીકે શાહેદી આપવાને અગર તેના કબજામાં કોઈ દસ્તાવેજ હોય તે રજુ કરવાને નીમેલે દીવસે હાજર થવા સારૂ તેના ઉપર સમન્સ કરવાને મુખત્યારછે.

૧૭૨ જે સખસ ઉપર હાજર થઈ શાહેદી આપવા સારૂ સમન્સ કરવામાં આવેલો હોય તેણે નીમેલે વખતે તથા જગોએ હાજર રહેવું જોઈએ અને જેના ઉપર દસ્તાવેજ રજુ કરવાને સમન્સ કરવામાં આવેલો હોય તેને જાતે અગર બીજી રીતે તે જગોએ તથા વખતે રજુ કરવો અગર કરાવવો.

૧૭૩ જે સખસ ઉપર સમન્સ થવાથી હાજર થએલો હોય તેને તપાસ્યો ના હોય ત્યાંહાં સુધી અગર દસ્તાવેજ રજુ કરયો ના હોય અને કોર્ટ ઉઠયા ના હોય ત્યાંહાં સુધી અગર તેણે જવાની કોરટની રજા મેળવી ના હોય ત્યાંહાં સુધી જવું નહી.

૧૭૪ કોઈ સખસ ઉપર સાક્ષી આપવાનો અગર દસ્તાવેજ રજુ કરવાનો સમન્સ બજેલો હોય અને તે સમન્સ પ્રમાણે આસે નહી અગર જો કોઈ સખશને તે પ્રમાણે

સમન્સ થવાથી તે હાજર થયો હોય અને કલમ ૧૭૩ મા બતાવ્યાં પ્રમાણે નહી ચાલતાં જામીન તો કોરટ તેને પકડીને પોતાની રૂબરૂ લાવવાને મુખત્યાર છે.

પરંતુ તે પ્રમાણે નહી ચાલવાને તે સખસને કાયદા પ્રમાણે કારણ છે એવું માનવાને કોરટને સબબ હોય તો સદરહુ પ્રકારનો હુકમ કરવો નહી.

જ્યારે કોઈ સખસને ઉપર પ્રમાણે કોરટની રૂબરૂ આણે અને તે પ્રમાણે ચાલવાને કાયદેસર કારણ હતું એવી ખાત્રી કરી આપે નહી તો કોરટ તેને રૂ ૫૦૦) સુધીના દંડની શિક્ષા કરવાને મુખત્યાર છે.

કલમ ૧૬૦ માં જે ખરચ બતાવેલું છે તે ખરચ સારૂ જોઈતી રકમ આપેલી ના હોય અગર આપવા માંડેલી ના હોય તો તે આ કલમના કારણસર કાયદા પ્રમાણે સબબ સમજવો.

જો કોઈ સખસને ઉપર પ્રમાણે પકડીને કોરટની રૂબરૂ આણે અને તેમાંનો પક્ષકાર અગર તેમાંનો કોઈ ગેરહાજર હોવાને લીધે તેની શાહેદી લેઈ શકાય નહી અગર દસ્તાવેજ રજુ કરાવાય નહી તો કોરટ તેના અમુક વખતે અમુક જાગાએ હાજર થવાના જામીન લેઈ છોડી શકે છે.

૧૭૪ કોઈ સખસે સમન્સ પ્રમાણે ચાલવાને કસુર કરેલી હોય અને તે એવી રીતે નાસતો ફરતો હોય કે તેને પકડી કોરટની રૂબરૂ લાવી શકાય નહી તો તેને કલમ

૧૬૮-૧૬૯-૧૭૦ ના નિયમ લાગુ પડશે.

૧૭૬ નીચે લખેલા સખસો જાતે શાક્ષી પુરવાને કોર્ટમાં હાજર થવાને બંધાએલા છે.

(अ) કોર્ટની સામાન્ય અસલ હકુમતમાં જે રહેતા હોય તે.

(ब) કોરટની સદરહુ હકુમતની બાહાર રહેતા હોય તો તેઓ કોરટના મકાનથી ૫૦ મૈલની અંદર દુર રહેતા હોય અગર રેલવે હોય તો ૨૦૦ મૈલ દુર રહેતા હોય તે.

૧૭૭ દાવાનો કોઈ પક્ષકાર હાજર હોય અને કોરટના ફરમાવ્યા છતાં કાયદેસર સબબ શિવાય શાહેદી આપવાની ના કહે અગર તેની પાસે અગર અખત્યારમાં ત્યાંહાં જે દસ્તાવેજ હોય તે રજુ કરે નહી તો કોરટ પોતાની નજરમાં આવે તો તે પક્ષકાર વિરૂધ હુકમનામું કરવાને અગર પોતાની નજરમાં આવે તેવો બીજો હુકમ કરવાને મુખત્યાર છે.

૧૭૮ જ્યારે કોઈ પક્ષકારની શાહેદી લેવી હોય અગર દસ્તાવેજ રજુ કરાવવો હોય તો શાહેદી બાબત આ કાયદામાં જે નિયમો છે તે લાગુ પડશે.

---

## બાબ ૧૫ મો.

### દાવાની સુનાવણી તથા શાહેદીની તપાસ.

૧૭૯ દાવાની સુનાવણી જે દીવશે ઠરાવી હશે તે દીવસે અથર જે દીવસ સુધી સુનાવણી બંધ રાખવામાં આવી હશે

તે દીવસે જે પક્ષકારને શરૂ કરવાનો હક હોય તે પક્ષકારે પોતાનો કેસ કહેવો ને જે ઈસ્યુ શાબિત કરવાને તે બંધાએલો હોય તે ઈસ્યુની પુસ્ટીમાં તેણે પુરાવ રજુ કરવો.

વાદીને શરૂ કરવાનો હક છે, પરંતુ વાદીની કહેલી હકીકત પ્રતીવાદી જ્યારે કબુલ કરતો હોય અને કાયદા બાબત અગર વધારાની હકીકત પ્રતીવાદીએ કહેલી હોય તે વિશે તકરાર કરી કહેતો હોય કે, વાદીને માગેલી દાદનો કાંઈ ભાગ મળવાનો હક થતો નથી ત્યારે પ્રતીવાદીને શરૂ કરવાનો હક છે.

૧૮૦ ત્યારપછી બીજા પક્ષકારે પોતાનો કેસ કહેવો અને કાંઈ પુરાવ હોય તો રજુ કરવો.

જે પક્ષકાર શરૂ કરે તેનો જવાબ દેવાનો હક છે.

જ્યારે કેટલાક ઈસ્યુ હોય અને તેમાંના કેટલાક શાબિત કરવાનો બોજો બીજા પક્ષકાર ઉપર હોય તો જે પક્ષકાર શરૂ કરે તે પક્ષકારની મરજીમાં આવે તો તે ઈસ્યુ ઉપર પોતાનો પુરાવો રજુ કરે અગર બીજે પક્ષકાર જે પુરાવ રજુ કરે તેના જવાબમાં વખતે આપવાને તે રાખે. જો જવાબ આપવાને વખતે રાખે તો, બીજા પક્ષકાર તે ઈસ્યુ ઉપર પોતાનો તમામ પુરાવ રજુ કરે ત્યારપછી તે શરૂ કરનાર પક્ષકાર તે ઈસ્યુ ઉપરનો આપી શકે, પછી બીજા પક્ષકારે જે શરૂ કરનાર પક્ષકારે પુરાવ આપેલો હોય તે ઉપર જવાબ દેઈ શકે છે પરંતુ જે પક્ષકારે શરૂ કરેલું હોય તેનો પછી

તમામ કેસ બાબત જવાબ દેવાનો હક છે.

૧૮૧ ખુલ્લી કોરટમાં શાહેદીઓની શાહેદી મુખજુબાનીથી જડજની રૂબરૂ અને નીધેબાની નીચે લેવી.

૧૮૨ જે કામમાં અપીલ થઈ શકે તેવું હોય તે કામમાં દરેક શાહેદની શાહેદી કોરટની ભાષામાં જડજે પોતે અગર તેમની રૂબરૂમાં તથા નીધેબાની નીચે સવાલ જવાબની રીતે નહી પણ હકીકત તરીકે લખી લેવી. જ્યારે તે પુરી થાય ત્યારે જડજ તથા શાહેદીની રૂબરૂ તથા પક્ષકાર અગર તેના વકીલોની રૂબરૂ વાંચી સંભળાવવી. અને જો જરૂર હોય તો જડજે તે દુરસ્ત કરી તે ઉપર સહી કરવી.

૧૮૩ કલમ ૧૮૨ પ્રમાણે જે શાહેદી લેવામાં આવે તે જે ભાષામાં આપવામાં આવી હોય તેથી જુદી ભાષામાં લખવામાં આવે અને તે ભાષા શાહેદી સમજતો ના હોય તો જે ભાષામાં તેને સાક્ષી આપી હોય તે ભાષામાં તેને સમજાવવી.

૧૮૪ જે કામોમાં જડજે પોતાના હાથથી શાહેદી લખેલી ના હોય તેમાં જેમ શાહેદીની તપાસ ચાલતી જાય તેમ શાહેદીની જુબાનીના મતલબની યાદદાસ્ત લખવાને જડજ બંધાએલા છે. માટે તે યાદદાસ્ત જડજે પોતાને હાથે લખી તે ઉપર સહી કરવી. પછી તે દફતરનો ભાગ થશે.

૧૮૫ જો કોરટની ભાષા ઈંગ્રેજી ના હોય તો મુકરદમાનો તમામ પક્ષકારો જો જાતે હાજર હોય તો તે અને તેના

વકીલોની મારફતે હાજર હોય તો તે ઈંગ્રેજીમાં આપેલી શાહેદી ઈંગ્રેજીમાં લખી લેવાને હરકત ના કરે તો જડજ પોતાના હાથથી તે પ્રમાણે લખી લેવાને મુખત્યાર છે.

૧૮૬ કોરટ પોતાની મેળે અગર કોઈ પક્ષકાર અગર તેના વકીલની અરજથી કાંઈ ખાસ કારણ જણાયાથી કાંઈ સ્વાલ અને તેનો જવાબ અગર કોઈ સ્વાલ બાબત કાંઈ વાંધો લેવામાં આવ્યો હોય તો તે વાંધો લખી રાખવાને મુખત્યાર છે.

૧૮૭ જો કોઈ સ્વાલ શાહેદીને પુછવામાં કોઈ પક્ષકાર અગર તેનો વકીલ વાંધો લે તેમ છતાં કોરટ તેને પુછવા દે તો જડજે તે સવાલ તથા તેનો જવાબ તથા લીધેલો વાંધો તથા તે લેનારનું નામ તથા તે ઉપર કોરટનો ઠરાવ લખવો.

૧૮૮ કોઈ શાહેદીની શાહેદી લેતાં તેની વર્તણુંક સબંધી કોરટની નજરમાં અગત્યનો શેરો કરવો આવે તો તે કરવાને કોર્ટ મુખત્યાર છે.

૧૮૯ જે કામમાં અપીલ થવી નથી તેમાં શાહેદની શાહેદી લંબાણથી લખવાની જરૂર નથી પણ જેમ શાહેદી લેવાતી જાય તેમ જડજે પોતાના હાથથી તેની મતલબની યાદદાસ્ત કરી લખી લેવી અને તેના ઉપર સહી કરવી.

૧૯૦ જો જડજ આ બાબમાં ઉપર બતાવ્યા પ્રમાણે યાદદાસ્ત કરવાને શકતીવાન ના હોય તો તે સબબ દફતરમાં તેમને લખાવવો અને તે યાદદાસ્ત ખુલ્લી કોરટમાં પોતાના

મોંહોંથી બીજા પાસે લખાવવી.

૧૯૧ જે જડજે આ બાબ પ્રમાણે શાહેદી લખી લીધી હોય અગર યાદદાસ્ત લખાવેલી હોય તે જડજ મરણ પામે અગર મુકરદમો પુરો થતાં પેહેલાં તે કોરટમાંથી તેને ખશેડવામાં આવે તો જો તેની જગોએ થનાર જડજને યોગ્ય લાગે તો તે શાહેદી અગર યાદદાસ્ત જાણે પોતે લખી લીધી હોય અગર લખાવી લીધી હોય તે પ્રમાણે ઉપીયોગ કરે.

૧૯૨ જો શાહેદી કોરટની હકુમત છોડી જવાનો હોય અગર બીજો કાંઈ પાકો સબબ કોરટની ખાત્રી થાય એવો બતાવવામાં આવે તો કોઈ પક્ષકાર અગર શાહેદીની અરજ ઉપરથી દાવો દાખલ થયા પછી હરકોઈ વખતે આગળ ઠરાવ્યા પ્રમાણે શાહેદી લેવી.

જો શાહેદી તુરત અને પક્ષકારની રૂબરૂ ના લેવામાં આવે તો તે શાહેદી લેવાનો જે દીવશ ઠરાવ્યો હોય તે દીવસની પક્ષકારોને નોટીસ આપવી.

આ પ્રમાણે જે શાહેદી લેવામાં આવે તે તેને વાંચી બતાવવી અને તે સાચી છે એમ કબુલ કરે તો તેની તે ઉપર સહી લેવી. પછી કામની હરકોઇ સુનાવણી વખતે તે વાંચી શકાશે.

૧૯૩ કલમ ૧૭૩ મી પ્રમાણે જે શાહેદી કોરટમાંથી ગએલો હોય અને તેની શાહેદી લેવાએલી હોય તોપણ કોર્ટ દા-

વાની હરકોઈ વખતે તેને પાછો બોલાવી યોગ્ય લાગે તેવા સવાલ કરી શકે છે.

## બાબ ૧૬ મો.

### આફીડેવીટ વિષે.

૧૯૪ કોઈપણ અસલ કોરટ અને અપીલકોરટ હરકોઈ વખતે પાકું કારણ હોય તો અમુક હકીકત અગર હકીકતો આફીડેવીટથી સાબિત કરવાને હુકમ કરી શકે છે. અગર કોઈ શાહેદીની આફીડેવીટ રજુવાતની વખતે કોરટને વાજબી લાગે તે શરતોથી વાંચી શકાય છે.

પણ જ્યારે કોરટને એમ માલુમ પડે કે કોઈ પક્ષકાર કોઈ શાહેદીને આડા અવળા સવાલ કરવાને બોલાવાની શુદ્ધ અંતઃકરણથી ઈચ્છા રાખે છે અને તે શાહેદી રજુ થઈ શકે એવો છે તો તે શાહેદની શાહેદી આફીડેવીટથી લેવાને હુકમ કરવામાં આવશે નહી.

૧૯૫ કોઈપણ અરજ ઉપરથી શાહેદી આફીડેવીટથી લેઈ શકાય છે પરંતુ કોઈપણ પક્ષકારની ખાએશ ઉપરથી તે આફીડેવીટ કરનાર સખસને આડા અવળા સવાલ કરવાને હાજર થવાને કોરટ ફરમાવી શકે છે.

જો કોરટમાં હાજર થવાને આ કાયદા પ્રમાણે તેને માફી ના હોય અને કોર્ટ બીજીરીતે નહી ફરમાવે તો તેણે કોરટમાં હાજર થવું

૧૯૬ આફીડેવીટ કરનારે પોતાની સ્વમાહીતીથી જે હકીકત શાબેત કરી શકે તે હકીકત બાબત આફીડેવીટ કરવી જોઈએ. પરંતુ જો કાંઈ વ્યાજબી કારણ હોય તો વચમાં અરજો કરવા ઉપરથી તેના માનવા પ્રમાણે જે હકીકત હોય તે દાખલ થઈ શકે છે. જે આફીડેવીટમાં વગર કારણે સાંભળેલી બાબત અગર તકરારના રૂપમાં અગર કોઈ દસ્તાવેજ અગર ઈતેકાફ હોય અને કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તેનું ખરચ તે રજુ કરનારે આપવું.

૧૯૭ આ કાયદા પ્રમાણે આફીડેવીટ કરવામાં કોઈ કોરટ અગર માજીસ્ત્રેટ અગર હાયકોરટે કોઈ નીમેલા અધિકારી અગર સ્થાનિક સરકારે કોઈને ખાસ અધિકાર આપેલો હોય તે કોરટે આ બાબતમાં તે નીમેલો અધિકારી તે આફીડેવીટ કરનારને સોગન આપી શકે છે.

---

## બાબ ૧૭ મો.

### ફેંસલા તથા હુકમનામા વિષે.

૧૯૮ પુરાવ લીધા પછી પક્ષકારોને જાતે અગર તેમના વકીલો અગર કબુલ કરેલા તેમના મુખત્યારોને સાંભળ્યા બાદ કોરટે એકદમ અગર કોઈ બીજે દીવશે ખુલ્લી કોરટમાં ફેંસલો આપવો. જો કોઈ બીજે દીવશે આપવાનો હોય તો તે બાબત

ની જોઈતી નોટીસ પક્ષકારોને અગર તેમના વકીલોને આપવી.

૧૯૯ માજી જડજે ફેંસલો લખેલો હોય પણ તે આપેલો ના હોય તો તે જગોએ થનાર જડજ તે ફેંસલો આપી શકે છે, પણ તે વખતે નોટીસ આપ્યાની બાબત શિવાય કલમ ૧૯૮ પ્રમાણે બંધાએલો નથી.

૨૦૦ ફેંસલો કોરટની ભાષામાં અગર ઈંગ્રેજીમાં અગર જડજની સ્વભાષામાં લખવો.

૨૦૧ જ્યારે ફેંસલો કોરટની ભાષા શિવાય બીજી ભાષામાં લખેલો હોય અને કોઈ પક્ષકારને કોરટની ભાષામાં તેનો તરજુમો જોઈતો હોય તો તેનો કોરટની ભાષામાં તરજુમો કરવામાં આવશે અને તે તરજુમા ઉપર જડજે અગર તે બાબતના નીમેલા અધિકારીએ સહી કરવી.

૨૦૨ ફેંસલા ઉપર જડજે ખુલ્લી કોરટમાં તે આપતી વખતે તારીખ નાંખી સહી કરવી અને કાંઈ મુખજુબાનીની ચુક અગર અકસ્માત ખામી જે કામના અગત્યના ભાગને લાગતી ના હોય તો તે દુરસ્ત કરવાને અગર ફરી તપાસમાં સુધારી શકે છે. પરંતુ તે શિવાય તેમાં કાંઈ ફેરફાર અગર વધારો થઈ શકતો નથી.

૨૦૩ સ્માલકાજ કોરટના ફેંસલામાં નક્કી કરવાના મુદ્દા અને તે ઉપર ઠરાવ કરતાં વધારે કાંઈ લખવાની જરૂર નથી.

બીજી કોરટના ફેંસલામાં કામની ટુંકાણમાં હકીકત નક્કી

કરવાના મુદ્દા, તે ઉપર ઠરાવ, અને તે ઠરાવનાં કારણો લખવાં જોઈએ.

૨૦૪ જે દાવામાં ઈશ્યુ કાહાડવામાં આવેલા હોય તેમાં કોરટે દરેક ઈશ્યુ વિષે પોતાનો ઠરાવ કારણ સહીત લખવો જોઈએ, પણ જો એક અગર વધારે ઈશ્યુનો ઠરાવ લખવાથી દાવાનો ફેંસલો થવાને બસ થાય તો તે પ્રમાણે તમામ જુદા જુદા ઈશ્યુ વિષે ઠરાવ લખવાની જરૂર નથી.

૨૦૫ હુકમનામામાં ફેંસલાની તારીખ નાંખવી અને જ્યારે જડજને જાતે ખાત્રી થાય કે તે ફેંસલા પ્રમાણે બરોબર લખવામાં આવેલું છે ત્યારે તેમણે તે ઉપર સહી કરવી.

૨૦૬ હુકમનામું ફેંસલાની સાથે મળવું જોઈએ. હુકમનામામાં, દાવાનો નંબર, પક્ષકારોનાં નામ, તથા વર્ણન, અને રજીસ્ટરમાં લખ્યા પ્રમાણે દાવાની હકીકત, અને જે દાદ આપેલી હોય, અગર દાવાનો બીજો કાંઈ નીકાલ કરયો હોય તો તે સ્પષ્ટ રીતે બતાવવો.

દાવામાં જે ખરચ થયો હોય તે અને તે કિયા પક્ષકારે આપવો અને કેટ કેટલો આપવો તે બતાવવું.

જો હુકમનામું ફેંસલાથી જુદું હોય અગર જો તેમાં લખનારની અગર ગણીતની ચુક થઈ હોય તો કોર્ટે પોતાની મેળે અગર પક્ષકારની અરજ ઉપરથી તે ફેંસલા પ્રમાણે લખવાને અગર આવી ભુલ સુધારવાને તે દુરસ્ત કરવું. પરંતુ

જે દુરસ્ત કરવાનું હોય તે બાબતની જોઈતી નોટીસ પક્ષકારો અગર તેના વકીલોને આપેલી જોઈએ.

૨૦૭ જ્યારે દાવો સ્થાવર મીલકત સબંધી હોય અને તે મીલકત ખુંટ વિગરેથી ઓળખાતી હોય ત્યારે તેમાં ખુંટ વિગરે બતાવવું.

૨૦૮ જો દાવો જંગમ મીલકત બાબત હોય તો તેમાં મીલકત ના આપવામાં આવે તો તે બદલ કેટલી રકમ આપવી તે લખવું.

૨૦૯ પઈસા બાબતના દાવામાં દાવો દાખલ થયાની તારીખ સુધી વ્યાજ માગેલું હોય તેની સાથે તે દાખલ થયા તારીખથી તે હુકમનામું થતાં સુધી અને હુકમનામાની તારીખથી તે વસુલ થતાં સુધીની તારીખ સુધી કોરટની નજરમાં જે વ્યાજબી લાગે તે દરથી વ્યાજ અપાવવાને હુકમનામામાં કોરટ હુકમ કરી શકે છે.

૨૧૦ કોઈ પાકો સબબ હોય તો પઈસા બાબતના હુકમનામાની રકમ વ્યાજ સાથે અગર વગર વ્યાજે હફતેથી આપવાને કોરટ ફરમાવી શકે છે.

હુકમનામું થયા બાદ હુકમનામાના દેણદારની અરજી ઉપરથી અને હુકમનામાવાળાની કબુલતથી વ્યાજ આપવા બાબત અગર પ્રતીવાદીની મીલકત જપ્તી કરવા બાબત અગર તેના જામીન લેવા બાબત અગર બીજી રીતે યોગ્ય લાગે તે

રીતે શરત કરી હક્તેથી આપવાને કોરટ ફરમાવી શકે છે.

આ કલમ અને ૨૦૬ કલમના ઠરાવ શિવાય પક્ષકારની અરજ ઉપરથી હુકમનામું ફેરવવામાં આવશે નહી.

૨૧૧ જ્યારે દાવો જમીન અગર બીજી મીલકત સબંધી હોય અને તે જમીન અગર મીલકતનું ભાડું અગર બીજી ઉપજ મળતી હોય તો દાવો દાખલ કરયા તારીખથી તે મીલકતનો કબજો આપ્યા તારીખ સુધી અગર હુકમનામાની તારીખથી ત્રણ વર્ષ સુધી એટલે તેમાંથી પેહેલું જે પુરૂં થાય ત્યાંહાં સુધી ભાડું અગર દરમિયાન ઉપજ આપવા સબંધી કોરટની નજરમાં વ્યાજબી લાગે તે દરના વ્યાજ સાથે આપવાને કોરટ હુકમનામામાં ઠરાવ કરી શકે છે.

૨૧૨ જ્યારે દાવો સ્થાવર મીલકત તથા તે દાખલ કરવાની તારીખ સુધી દરમિયાન ઉપજ લેવા બાબતનો હોય અને તે ઉપજ બાબત તકરાર હોય તો હુકમનામાથી ઠરાવ કરી કોર્ટ નિર્ણય કરી શકે છે, અગર તે મીલકતનું હુકમનામું કરી દરમિયાન ઉપજ બાબત ઠરાવ થવા ફરમાવી શકે છે.

૨૧૩ જ્યારે દાવો કોઈ મીલકતનો હિસાબ લેવા તથા કોરટના હુકમનામા પ્રમાણે ઘટતા વહિવટ બાબત હોય ત્યારે કોરટે હુકમનામું કરતાં પેહેલાં જોઈતો હિસાબ લેવો જોઈએ તથા તજવીજ કરવી જોઈએ અને પછી તે પોતાની નજરમાં આવે તેવો હુકમ આપી શકે છે વિગરે.

હિંદુસ્તાનના સન ૧૮૭૨ ના કરારના આક્ટની કલમ ૨૬૫ પ્રમાણે જે આરજીયો છે તે આ કલમના અર્થ પ્રમાણે દાવા સમજવા.

૨૧૪ જ્યારે દાવો અગ્રક્રિયાધિકાર અમલમાં લાવવા બાબત હોય અને કોરટ વાદીના તરફમાં એવો ઠરાવ કરે કે જો વેચાણની કીમતનાં નાણાં કોરટમાં ભરવામાં નાઆવ્યાં હોય તો હુકમનામામાં ૨૫૯ રીતે બતાવવું કે અમુક દીવશે અગર તે પેહેલાં કોરટમા તે નાણાં ભરવાં અને તે ભરથી વાદીને કબજો આપવો, પણ જો તે પ્રમાણે નાણાં અને ખરચ ભરવામાં ના આવે તો દાવો- ખરચ સાથે કાહાડી નાંખ્યો સમજવો.

૨૧૫ જ્યારે દાવો ભાગીદારી બંધ કરવા બાબતનો હોય તો કોરટ પોતાનું હુકમનામું કરતાં પેહેલાં કેઈ તારીખથી ભાગીદારી બંધ થઈ સમજવી તે ઠરાવવાને, અને પોતાને યોગ્ય જણાય તેવાં બીજાં કામ કરવાને તથા હિસાબ લેવાનુ ફરમાવવાને મુખત્યારછે.

૨૧૬ જ્યારે પ્રતીવાદીએ વાદીના દાવામાં સામો દાવો કર્યો હોય અને તે અપાવવામાં આવ્યો હોય તો, વાદીની કેટલી અને પ્રતીવાદીની કેટલી રકમ લેહેણી છે તે હુકમનામામાં લખવું, અને બેમાંથી એકની જે રકમ લેહેણી હોય તે બાબતનુ હુકમનામું કરવું.

જે રકમ વાદીને અપાવવામાં આવેલી હોય તે બાબત

હુકમનામાનો તેમો તેજ અમલ થશે અને અપીલ અગર બીજી બાબતોમાં પ્રતીવાદીએ જાણે વાદી ઉપર જુદો દાવો કરેલો હોય એ પ્રમાણે નિયમો લાગુ થશે.

૨૧૭ કોરટ પક્ષકારોની અરજ ઉપરથી તેમના ખરચથી ફેંસલો તથા હુકમનામાની નકલો આપશે.

---

## બાબ ૧૮ મો.

### ખરચ વિષે.

૨૧૮ જ્યારે કોઈ અરજીની વ્યવસ્થા કરવામાં આવે ત્યારે કોરટ બેમાથી એક પક્ષકારને ખરચ અપાવી શકે છે, અગર તે બાબતનો વિચાર કામની હવે પછીની કોઈ બીજી રજુવાતે કરવાને મુલત્વી રાખી શકે છે.

૨૧૯ ફેંસલામાં દરેક પક્ષકારનું ખરચ કોણે આપવું પોતે કે દાવાના બીજા પક્ષકારે અને તમામ કે થોડું અગર, હિસ્સા રસીદ તે ફરમાવવું.

૨૨૦ હરેક દાવા તથા અરજીમાં ખરચનો ઠરાવ કરવા બાબત કોરટને સંપુર્ણ અખત્યાર છે માટે તેમની નજરમાં આવે તે પ્રમાણે ઠરાવ કરી શકે છે, અને કોરટને દાવા સાભળવા હકુમત નહી હોવાના કારણથી આ બાબતના અખત્યારનો અમલ કરવાને હરકત પતી નથી.

૨૨૧ એક પક્ષકાર બીજા પક્ષકારનું ખરચ આપવાનું હોય અને તે બીજા પક્ષકારને તે પક્ષકાર અમુક રકમ આપવાને દાવામાં ઠરાવેલું હોય તો તે રકમ વિરૂધ ખરચનો સામો દાવો થાય છે. પરંતુ આવા હુકમનામાથી ખરચ બાબત કોઈ વકીલનો હક સબંધ હોય તેને હરકત થતી નથી.

૨૨૨ ખરચ ઉપર વ્યાજ અપાવવાને કોરટને અખત્યાર છે. પરંતુ તે વ્યાજનો દર દર વર્ષે દર સેંકડે છ ટકા કરતાં વધારે હોવો નહી જોઈએ.

---

## ભાગ ૧૯ મો.

### હુકમનામા બજાવવા બાબત.

### अ—જે કોર્ટથી હુકમનામાં બજાવી શકાય તે.

---

૨૨૩ જે કોરટ હુકમનામું કરે તે અગર હવે પછી જે ઠરાવ છે તે પ્રમાણે જે કોરટને બજાવવા સારૂ તે મોકલવામાં આવે તે કોરટ હુકમનામું બજાવવાને મુખત્યાર છે.

નીચેની હકીકત હોય તો હુકમનામાવાળાની અરજ ઉપરથી તે હુકમનામું કરનારી કોરટ હુકમનામું બીજી કોરટ તરફ બજાવવા સારૂ મોકલી શકે છે.

(अ)_જો હુકમનામાનો દેણદાર બીજી કોરટની હકુમત

માં રહેતો હોય અગર કામ ધંધો કરતો હોય, અગર

(ख) જો હુકમનામું કરનારી કોરટની હકુમતમાં હુકમનામાના દેણદારની જોઈએ તેટલી મીલકત હુકમનામું વસુલ થવાને ના હોય અને બીજી કોરટની હકુમતમાં હોય, અગર

(क) જો જે જીલ્લામાં હુકમનામું કરનારી કોરટ હોય તે જીલ્લાની બાહારની સ્થાવર મીલકત વેચાવવાનું હુકમનામામાં ઠરાવેલું હોય, અગર

(ड) જો હુકમનામું કરનારી કોરટની નજરમાં આવે કે હરકોઈ બીજા કારણથી હુકમનામું બીજી કોરટમાં બજાવવું જોઈએ તો તે કારણ દફતરમાં દાખલ કરવું.

હુકમનામું કરનારી કોરટ પોતાની મેળે પણ પોતાના તાબાની કોરટમાં હુકમનામું બજાવવા સારૂ મોકલી શકે છે.

જે કોરટ તરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવેલું હોય તે કોરટે હુકમનામું કરનારી કોરટને સર્ટિફીકટ આપવું કે તે હુકમનામું બજેલું છે, અગર જો તે બજેલું નહી હોય તો જે હકીકતથી તે બજેલું ના હોય તે હકીકત લખવી.

સ્માલકાઝ કોરટને સાંભળવા લાયક કોઈ મુકરદમામાં હુકમનામું થએલું હોય અને તે હુકમનામું કલકત્તા, મદ્રાસ, મુંબાઈ અગર રંગુનમાં બજાવવાનું હોય તો, કલમ ૨૨૪ માં अ. ख. અને क. રકમોમાં, બતાવેલા સર્ટિફીકટ વિગર સીવાત ત્યાંહાંની સ્થાનીક સ્માલકાઝ કોરટ તરફ તે હુકમનામું

બજાવવા મોકલી દેવું.

જે કોરટમાં હુકમનામું બજાવવા મોકલવાનું હોય તે જે જીલ્લામાં તે હુકમનામું કરનારી કોરટ હોય તેના તેજ જીલ્લામાં હોય તો, તે હુકમનામું તે કોરટમાં બારોબાર મોકલવું. પરંતુ જો તે કોરટ બીજા જીલ્લામાં હોય તો તે હુકમનામું તે બીજા જીલ્લાની જીલ્લાકોરટમાં મોકલવું.

૨૨૪ જે કોરટ હુકમનામું બજાવવા બીજી કોરટમાં મોકલે તેમણે તે સાથે નીચે લખેલા કાગળો મોકલવા:-

(अ) હુકમનામાની નકલ;

(ब) હુકમનામું કરનારી કોરટની હકુમતમાં હુકમનામું બજેલું નથી અગર બજેલુંછે તો તેનો એક ભાગ બજેલો છે અને જેટલું બજવું બાકી રહ્યું હોય તે મતલબનું સર્ટિફીકટ; અને

(क) હુકમનામું બજાવવાનો કાંઈ હુકમ કરવામાં આવેલો હોય તો તેની નકલ પણ, અને જો તેવો હુકમ કરવામાં આવેલો ના હોય તો તે બાબતનું સર્ટિફીકટ.

૨૨૫ ઉપલી કલમમાં બતાવેલા કાગળો સાથે જે કોરટ સરફ હુકમનામું બજાવવા મોકલવામાં આવે તે કોરટે તે કાગળો ફાઈલ કરવા, પણ જો તે કોરટના જડજ પોતાના હાથથી કાંઈ ખાસ કારણ દફતરમાં લખી તે કાગળોની અગર હુકમનામું કરનારી કોરટની હકુમત વિષે પુરાવ માગી શકે છે

૨૨૬ સદરહુ પ્રમાણે જ્યારે નકલો ફાઈલ કરવામાં આવે ત્યારે તે જો જીલ્લાકોરટ હોય તો તે કોરટે બજાવવું અગર હરકોઈ તાબાની કોરટ તરફ બજાવવાને ફરમાવી શકેછે.

૨૨૭ જે કોરટને હુકમનામું મોકલવામાં આવ્યું હોય અને તે જો હાયકોરટ હોય તો, તે હાયકોરટ જાણે પોતાની સામાન્ય અસલ દિવાની હકુમત વાપરી કરેલું હોય તે પ્રમાણે બજાવવું.

૨૨૮ જે કોઈ આ બાબ પ્રમાણે હુકમનામું બજાવે તે કોરટે પોતે હુકમનામું કરેલું હોય તે પ્રમાણે બજાવવાને તેને અખત્યાર છે, માટે તે હુકમનામું બજાવવામાં જે સખસો અપમાન અગર હરકત કરે તો જાણે તે કોરટે હુકમનામું કરેલું હોય તે પ્રમાણે શિક્ષાને તેઓ પાત્ર થશે, અને તે બજાવવામાં કોરટ જે હુકમ કરે તે જાણે તે હુકમનામું પોતે કરેલું હોય તે પ્રમાણે તે હુકમો બાબત અપીલના નિયમો લાગુ પડશે.

૨૨૯ કોઈ દેશી સ્વસ્થાનમાં ગવરનર જનરલ ઈનકોંસિલના હુકમથી કોઈ કોરટ સ્થાપવામાં આવેલી હોય, તે કોરટનું કરેલું હુકમનામું તે કોરટની હકુમતની અંદર બજી શકે એવું ના હોય તો, તે હુકમનામું હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યમાં હરકોઈ કોરટમાં સદરહુ ઠરાવો પ્રમાણે બજી શકશે.

(ગ)—હુકમનામું બજાવવાની દરખાસ્ત બાબત.

૨૩૦ જ્યારે હુકમનામાવાળાની મરજી તે હુકમનામું બ-

જાવવાની થાય ત્યારે તે હુકમનામું કરનારી કોરટને અગર તે બાબત નીમેલા અધિકારીને અગર જો તે હુકમનામું આગળ ઠરાવ્યા પ્રમાણે બીજી કોરટમાં બજાવવા મોકલ્યું હોય તે કોરટને અગર તે બાબત નીમેલા અધિકારીને તે હુકમનામાવાળાએ અરજ કરવી.

કોરટ પોતાની મરજીમાં આવે તો હુકમનામાના દેણદારની જાત અને મીલકત ઉપર એકી વખતે બજાવવાને ના કહી શકે છે

જ્યારે દરખાસ્ત પઈસા બાબતનું અગર બીજી કાંઈ મીલકત આપવા બાબતનું હુકમનામું બજાવવાની આ કલમ પ્રમાણે કરવામાં આવી હોય અને તે મંજુર કરવામાં આવી હોય, ત્યારે બીજી દરખાસ્તથી જો કોરટને એવી ખાત્રી કરી આપવામાં ના આવે કે પેહેલી દરખાસ્ત વખતે હુકમનામું સંપુર્ણ રીતે બજે ને સારૂ ઘટતો ઈલાજ કરેલો હતો, તો તે બીજી દરખાસ્ત મંજુર કરવી નહી. પણ જો બીજી દરખાસ્ત મંજુર કરવામાં આવેલી હોય તો સદરહુ પ્રમાણે ઘટતો ઈલાજ કરેલો હતો એમ નિશ્ચયકારક પુરાવ સમજવો.

પણ નીચેની તારીખોથી બાર વર્ષ વીતી ગયા પછી કોઈ દરખાસ્ત મંજુર કરવી નહી.

(અ) હુકમનામાની તારીખથી અગર જો તે ઉપર અપીલ થઈ હોય તો તે બાહાલ રહ્યાની તારીખથી.

(બ) જો હુકમનામામાં અગર પાછળથી કોઈ હુકમ ક-

રવામાં આવેલો હોય તેથી પઈસા અગર મીલકત હક્કોથી આપવાની હોય તો જે હક્તા આપવામાં કસુર કરવામાં આવે તે હક્તા સબંધી તે હક્તાની તારીખથી.

પણ જો કોઈ હુકમનામાના દેણદારે દરખાસ્ત કરતા પેહેલા બાર વર્ષની અંદર હરકોઈ વખતે તે હુકમનામું બજાવવામાં કપટથી અગર જબરાઈથી અટકાવ કરેલો હોય તો બાર વર્ષ વીતી ગયા પછી પણ દરખાસ્ત મંજુર થઈ શકે છે.

સદરહુ ઠરાવ છતાં પણ આ કાયદો મંજુર થયા પછી ત્રણ વર્ષમાં કોઈ પણ હુકમનામું બજાવવાને કામકાજ ચલાવી શકાય છે. પણ આ કાયદો મંજુર થતાં પેહેલાં તે કામકાજ ચલાવવાને જે ચાલુ કાયદામાં મુદત ઠરાવેલી હોય તે મુદત સદરહુ ત્રણ વર્ષ પુરાં થતાં પેહેલાં પુરી થાય તો તે મુદતની અંદર તે કામકાજ ચલાવવું જોઈએ.

૨૩૧ જ્યારે કોઈ હુકમનામું એક કરતાં વધારે સખસોના લાભમાં સહીઆરૂં કરવામાં આવેલું હોય અને તેમાંના એક અગર વધારે સખસો અગર તેના અથવા તેઓનાં વારસ વકીલો તમામ સખસોના ફાયદાને સારૂ અગર જો તેમાંનો કોઈ મરણ પામેલો હોય તો જે જીવતા હોય તેમને સારૂ તથા મરનારના હીતના વારસ વકીલોને સારૂ તે તમામ હુકમનામું બજવવાની અરજ કરી શકે છે.

જો કોરટને તેવી અરજ ઉપરથી તે હુકમનામું બજાવવાની

પરવાનગી આપવાને જોઈતો સબબ જણાય તો, કોરટે જે સખસો દરખાસ્ત કરવામાં સામેલ થયા ના હોય તેમનું હીત સાચવવાને જરૂર જણાય એવો હુકમ કરવો.

૨૩૧ લખવણી અગર કોઈ કાયદાના અમલથી હુકમનામું હુકમનામાવાળાના નામ ઉપરથી કોઈ બીજા સખસના નામ ઉપર અસાઈનમેન્ટ કરી ચડાવી આપવામાં આવેલું હોય તો, તે જે સખસના નામ ઉપર ચડાવી આપ્યું હોય તે સખસ હુકમનામું કરનારી કોરટને તે હુકમનામું બજાવવા દરખાસ્ત કરી શકે છે, અને જો તે કોરટની નજરમાં બ્યાજબી લાગે તો જે પ્રમાણે હુકમનામાવાળો અરજ કરી હુકમનામું બજાવી શકે તે પ્રમાણે બજાવી શકે છે.

પણ અસાઈનમેન્ટ કરી હુકમનામું ચડાવી આપવામા આવેલું હોય તો દરખાસ્ત બાબતની નોટીસ તે ચડાવી આપનારને તથા હુકમનામાના દેણદારને આપવી, અને તેઓની તે બજાવવામાં કાંઈ હરકત હોય તો તે સાંભળતાં સુધી તે બજાવવું નહી.

વળી જ્યારે હુકમનામું કેટલાક સખસો ઉપર હોય અને તેમાંના કોઈ એક સખસને ચડાવી આપવામાં આવેલું હોય તો તે હુકમનામું બાકીનાઓના ઉપર બજશે નહી.

૨૩૩ હુકમનામાના દેણદારની અસલ હુકમનામાવાળાને કાંઈ જવાબદારી હોય, અને જેમ તે હુકમનામાવાળા વિરૂધ તે

દેણદાર તેનો અમલ કરે તેમ તે જવાબદારીની સાથે હુકમનામું જેના નામ ઉપર ચડાવી આપવામાં આવેલું હોય, તેને મળ્યું છે એમ સમજવું.

૨૩૪ જો હુકમનામાનો દેણદાર હુકમનામું સંપુર્ણ રીતે બજતાં પેહેલાં મરણ પામે તો, તે મરનારના કાયદેસર વારસ વકીલો ઉપર બજાવવાને હુકમનામાવાળો હુકમનામું કરનારી કોરટને અરજ કરી શકે છે.

પણ મરનારની મીલકત તે વારસ વકીલના હાથમાં જેટલી આવી હોય અને તેણે તેની યોગ્ય વ્યવસ્થા કરી ના હોય તેટલે દરજે તે વારસ વકીલ ઉપર બજી શકે છે, પણ હુકમનામું બજાવનારી કોરટ પોતાની મેળે અગર હુકમનામાવાળાની અરજ ઉપરથી વારસ વકીલને યોગ્ય લાગે તેવો હિસાબ રજુ કરવાને ફરજ પાડી શકે છે.

૨૩૫ હુકમનામું બજાવવાની દરખાસ્ત લખેલી કરવી અને તે ઉપર દાવાની અરજી ઉપર જે પ્રમાણે પ્રતિજ્ઞા કરવામાં આવે છે તે પ્રમાણે પ્રતિજ્ઞા કરવી, અને તે દરખાસ્તમાં નીચે પ્રમાણે હકીકત લખવી.

(अ) દાવાનો નંબર.

(ब) પક્ષકારોનાં નામ.

(क) હુકમનામાની તારીખ.

(ड) હુકમનામા ઉપર અપીલ કરી છે કે નહીં.

(इ) હુકમનામું થયા પછી તકરારી બાબતનો કાંઈ ફેસલો થયો છે કે નહી.

(फ) પ્રથમ કોઈ દરખાસ્ત કરવામાં આવી હતી અને તે કેવી કરવામાં આવી હતી અને તેનો શો પરિણામ થયો તે.

(ग) લેહેણાની અગર કંપનસેશન અગર કોઇ વ્યાજ હોય તો તે વ્યાજ સાથે હુકમનામાની રૂઈએ જે લેહેણું નીકળતું હોય અગર બીજી કાંઈ દાદ આપવામાં આવી હોય તો તે.

(ह) ખરચ અપાવામાં આવ્યું હોય તો તેની રકમ.

(आइ) જે સબબ ઉપર હુકમનામું બજાવવામાં આવ્યું હોય તે.

(ज) અને હુકમનામું કેવી રીતે બજાવવું તે.

૨૩૬ જો હુકમનામાના દેણદારની જંગમ મીલકત જે તેના કબજામાં ના હોય તે જપ્ત કરવાને દરખાસ્ત આપવામાં આવે તો, હુકમનામાવાળાએ બની શકે ત્યાંહાં સુધી ચોકશ વર્ણનની મીલકતની ઈઆદ તે સાથે આપવી.

૨૩૭ જો હુકમનામાના દેણદારની સ્થાવર મીલકત જપ્ત કરવાને દરખાસ્ત આપવામાં આવે તો તે દરખાસ્તની નીચે ઓળખી શકાય તે પ્રમાણે તેની મીલકતનું વર્ણન તથા દરખાસ્ત કરનારના જાણવા તથા માનવા પ્રમાણે તે હુકમનામાના દેણદારનો જે હક હિસ્સો હોય તે બતાવવો અને તે નીચે દાવાની અરજી પ્રમાણે પ્રતિજ્ઞા લેખ કરવો.

૨૩૮ જે જમીન કલેકટરની કચેરીના બીસ્ટમાં નોંધા-એલી હોય તે જમીન જપ્ત કરવાની દરખાસ્તની સાથે તે ક-ચેરીના રજીસ્ટરમાંનો ઉતેકાફ રજુ કરવો.

(क)–હુકમનામાની બજાવણી બંધ રાખવા બાબત.

૨૩૯ આ બાબ પ્રમાણે જે કોરટને હુકમનામું બજા-વવાને મોકલવામાં આવ્યું હોય તે કોરટને પાકા સબબ બતાવવાથી હુકમનામાના દેણદારે હુકમનામું કરનારી કોરટને અગર અપીલકોરટને અરજ કરી હુકમનામું બંધ રાખવાનો હુકમ મેળવવાને અગર હુકમનામા સબંધી બીજો કાંઈ હુકમ મેળવવાને તે કોરટે તે હુકમનામુંબજાવવું બંધ રાખવું.

જો હુકમનામાવાળાની મીલકત અગર તેની જાતે પક-ડવામાં આવેલો હોય તો તે બજાવણીનો હુકમ કરનારી કોરટ સદરહુ અરજનો પરિણામ થતાં દરમિયાનમાં તે મીલકત હુ-કમનામાના દેણદારને પાછી આપી શકે છે અગર તે સખ-સને છોડી શકે છે.

૨૪૦ કલમ ૨૩૯ પ્રમાણે બજાવણી બંધ રાખવાનો હુ-કમ કરતાં પહેલાં અગર મીલકત પાછી આપતાં પહેલાં અગ-ર હુકમનામાના દેણદારને છોડતાં પહેલાં કોરટ પોતાની નજરમાં વાજબી લાગે તેટલા જામીન લેવાને અગર તે દેણદારની સાથે નજરમાં યોગ્ય લાગે તેવી શરતો કરી લેવાને મુખત્યાર છે

૨૪૧ કલમ ૨૩૯ પ્રમાણે કાંઈ મીલકત પાછી આ

પવામાં આવેલી હોય અગર હુકમનામાના દેણદારને છોડવામાં આવ્યો હોય તો, તેથી તે હુકમનામું ફરી બજાવવામાં તે મીલકત જપ્ત કરવામાં તથા પકડવામાં અટકાવ થશે નહી.

૨૪૨ હુકમનામું કરનારી કોરટ અગર અપીલકોરટ હુકમનામાની બજાવણી બાબતમાં કાંઈ હુકમ કરે તો, તે જે કોરટનું હુકમનામું બજાવવા મોકલવામાં આવ્યું હોય તે કોરટને બંધનકારક છે.

૨૪૩ જે કોરટનું હુકમનામું હોય તે હુકમનામાના દેણદારનો તે હુકમનામાવાળા ઉપર તે કોરટમાં દાવો ચાલતો હોય તો તે હુકમનામાની બજાવણી જરૂર જણાય તો બંધ રાખવાને કોરટ મુખત્યાર છે. પછી તે દાવો ચુકતાં સુધી કોરટની નજરમાં આવે તે પ્રમાણે શરત કરે.

(ड)-હુકમનામું બજાવનારી કોરટને નીકાલ કરવા બાબત.

૨૪૪ નીચે લખેલા સવાલોનો નીકાલ હુકમનામું બજાવનારી કોરટે કરવો અને તેનો જુદો દાવો ચાલશે નહી.

(अ) દરમિયાન ઉપજની રકમ બાબત હુકમનામામાં તજવીજ કરવાને ફરમાવ્યું હોય તો તે ઉપજના સબબો.

(आ) દરમિયાન ઉપજ અગર બ્યાજ હુકમનામામાં દાવો દાખલ થયા તારીખથી તે હુકમનામું બજ્યા સુધી અપાવવામાં આવેલું હોય તો, તે નિયમ બાબત અગર હુકમનામાની તારીખથી ત્રણ વર્ષ સુધી તે બાબતની રકમ

(ફ) દાવાના પક્ષકારની વચ્ચે અગર તેઓના વારસ વગેરે લોની વચ્ચે હુકમનામું બજાવવા સંબંધી બીજા કાંઈ ઉત્પન્ન થએલા સવાલો.

પણ દરમિયાન ઉપજ બાબત હુકમનામામાં ઠરાવ નહી હોય તો તે બાબત જુદો દાવો આણવાને આ કલમ પ્રમાણે હરકત થતી નથી.

ઈ—હુકમનામું બજાવવાની રીત વિષે.

૨૪૫ હુકમનામું બજાવવાની દરખાસ્ત આપતાં કોરટે તે તપાસવી કે કલમ ૨૩૫ માં લખ્યા પ્રમાણે કામને લાગતી તમામ હકીકત તેમાં લખેલી છે કિંવા નહી, અને કલમ ૨૩૬ પ્રમાણે ઈયાદ આપી છે કિંવા નહી. જો તે હકીકત લખેલી ના હોય અગર ઈયાદ આપેલી ના હોય તો કોરટે તે દરખાસ્ત નામંજુર કરવી અગર દુરસ્ત કરવાને અગર ઈયાદ આપવાને અગર ત્યાંહાં ને ત્યાંહાં ને વખતે દુરસ્ત કરવાને પાછી આપવી.

જ્યારે દરખાસ્ત દાખલ કરવામાં આવે ત્યારે કોરટે દાવાના રજીસ્ટરમાં તે દરખાસ્ત તથા તે કરયા તારીખની ટીપ લખવી અને તે દરખાસ્તના પ્રકાર પ્રમાણે હુકમનામું બજાવવાનો હુકમ કરવો.

પણ પઈશા બાબતના હુકમનામામાં જપ્ત થએલી મીલકત ની કીમત ઘણુંકરીને હુકમનામાની રકમ સાથે મળવી જોઈએ.

૨૪૬ તેના તેજ પક્ષકારો વચ્ચે સામ સામા હુકમનામાં

થયાં હોય અને તે હુકમનામાં બજાવવા માટે કોરટમાં રજુ કરવામાં આવે તો, જે હુકમનામું વધારે રકમનું હોય તે માંથી ન્હાની રકમનું હુકમનામું બાદ કરતાં બાકીની રકમ માટે તે બજાવવામાં આવશે.

જો તે બેઉ હુકમનામાં સરખી રકમનાં હોય તો તે બેઉ હુકમનામાં ઉપર વસુલ થયાનો શેરો કરવામાં આવશે. પણ તે બેઉ હુકમનામાં એકી વખતે બજી શકે તેવાં જોઈએ.

૨૪૭ જ્યારે બેઉ પક્ષકારનો તેના તેજ હુકમનામાથી જુદી જુદી રકમ એક બીજા પાસેથી લેવાનો હક ઉત્પન્ન થતો હોય ત્યારે જે પક્ષકારને ઓછી રકમ લેવાનો હક થતો હોય તેણે તે હુકમનામું નહી બજાવતાં પોતાનું લેહેણું વસુલ થયાનો શેરો તે ઉપર લખવો.

જ્યારે તે રકમ સરખી હોય ત્યારે બેમાંથી એકકે પક્ષકારે નહી બજાવતાં દરેકે પોતાની રકમ વસુલ થયાનો શેરો લખવો.

૨૪૮. જે સખસના ઉપર હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવામાં આવી હોય તેને કોરટે ઠરાવેલા દીવશની અંદર તે હુકમનામું શાવાસ્તે નહી બજાવવું તે બાબતનું કારણ બતાવવા નીચે લખેલાં કારણો હોય તો કોરટે નોટીસ કાહાડવી.

(अ) હુકમનામું થયાની તારીખથી તે દરખાસ્તની તારીખ સુધીમાં એક વર્ષ વીતી ગયું હોય, અગર

(ब) જો જે પક્ષકારના ઉપર હુકમનામું થયું હોય તેના

વારસ વકીલ ઉપર બજાવવું હોય તો.

પણ જો હુકમનામાની તારીખથી દરખાસ્તની તારીખ સુધીમાં એક વર્ષ વીતી ગયું હોય, પણ તે ઉપર થએલી અપીલમાં જે હુકમનામું થાય તે તારીખથી વર્ષ થઈ ગયું ના હોય, અગર આગળ તે હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવામાં આવેલી હોય અને જેના ઉપર બજાવવાનું હોય તેના વિરૂધ્ધ છેલ્લો હુકમ કરેલો હોય ત્યારથી એક વર્ષ વીતી ગયું ના હોય, અગર હુકમનામાના દેણદારના વારસ વકીલ ઉપર આગળ કરેલી દરખાસ્તમાં તે બજાવવાનો હુકમ થઈ ગએલો હોય તો સદરહુ નોટીસ કરવાની જરૂર નથી.

પણ આ કલમમાં કોરટ એ શબ્દ લખેલો છે તેનો અર્થ હુકમનામું કરનારી કોરટ અગર જો તે બીજી કોરટમા બજાવવા મોકલવામાં આવ્યું હોય તો તે કોરટ સમજવી.

૨૪૯ ઉપલી કલમમાં બતાવ્યા પ્રમાણે જે સખસના ઉપર નોટીસ કાહાડવામાં આવી હોય અને તે નહીબજાવવાનું કારણ હાજર થઈને બતાવે નહી તો તે બજાવવાને હુકમ કરવો

જો તે કાંઈ હરકત લે તો તે હરકતનો વિચાર કરી કોરટને યોગ્ય જણાય તેવો હુકમ કરવો.

૨૫૦ ઉપલી છેલી કલમ પ્રમાણે ચાલ્યા પછી કોરટે જો કાંઈ વિરૂધ્ધ કારણ ના હોય તો હુકમનામું બજાવવાને વારંટ કાહાડવું.

૨૫૧ આવું વારંટ જે તારીખે કાહાડવામાં આવ્યું હોય

તે તારીખ તથા તે ઉપર જડજે તથા નીમેલા અધિકારીએ પોતાની સહી તથા કોરટનો શીક્કો કરવો, અને તે યોગ્ય અધિકારીને બજાવવા આપવું વિગરે.

૨૫૨ જો હુકમનામું મરનારના વારસ વકીલો ઉપર હોય અને તે પઈસા બાબતનું મરનારની મીલકતમાંથી લેવાનું હોય તો તે બજાવી તેની મીલકત જપ્ત કરી વેચાવવી. જો મરનારની મીલકત માલંમ ના પડે અને તે મીલકત હુકમનામાના દેણદારના કબજામાં આવી છે એવું શાબીત થયા છતાં તે યોગ્ય રીતે તેણે વાપરેલી છે એવી રીતે કોરટની ખાત્રી કરી આપે નહી તો તે હુકમનામું જેટલે દરજજે તે મીલકત તેણે વાપરેલી હોય તેટલે દરજજે જાણે તેની જાત ઉપર થયું હોય તે પ્રમાણે બજાવવું.

૨૫૩ જ્યારે કોઈ શખસ હુકમનામું થતાં પહેલાં અસલ દાવામાં તે હુકમનામું પુરૂં કરવાને જામીન થએલો હોય તો, તે હુકમનામું જેટલે દરજજે તે જવાબદાર થયો હોય તેટલે દરજજે જેમ પ્રતીવાદી ઉપર બજી શકે તે પ્રમાણે તેના ઉપર પણ બજી શકે.

પરંતુ તે બાબતની કોરટની નજરમાં આવે તેવી જામીનને લખેલી નોટીસ આપવી.

૨૫૪ કોઈ હુકમનામામાં અગર હુકમમાં આપેલી દાદ બદલ કંપનસેશન અગર ખરચ અપાવેલું હોય તો, તે હુ-

કમનામાના દેણદારને કેદ કરી અગર તેની મીલકત જપ્ત કરી અગર તે બેઉ વાનાં કરી તે બજાવી શકાય છે.

૨૫૫ જો કોઈ હુકમનામું દરમિયાન ઉપજ અગર હરેક કામ બાબતનું હોય પણ તે બાબતની રકમ પાછળથી નક્કી કરવાની હોય તો તે નક્કી કરતાં પેહેલા સાધારણ પઈસા બાબતના હુકમનામામાં જે પ્રમાણે હુકમનામાના દેણદારની મીલકત જપ્ત થઈ શકે છે તે પ્રમાણે જપ્ત થઈ શકે છે.

૨૫૬ જ્યારે પઈસા બાબતનું હુકમનામું એક હજાર રૂપીયા કરતાં વધારે રકમનું ના હોય ત્યારે તે હુકમનામાવાળાની હુકમનામું કરતી વખતે મુખજુબાનીની અરજ ઉપરથી હુકમનામાનો દેણદાર જો તે કોરટની હકુમતમાં હોય તો તેની જાત ઉપર અગર તેની જંગમ મીલકત ઉપર વારંટ કાહાડી તરત બજાવી શકાય છે

૨૫૭ હુકમનામા પ્રમાણે તમામ પઈસા નીચે પ્રમાણે આપવામાં આવશે.

(अ) જે કોરટનું કામ તે હુકમનામું બજાવવાનું હોય તે કોરટમાં ભરવા, અગર

(ब) કોરટની બાહાર હુકમનામાવાળાને આપવા, અગર

(क) હુકમનામું કરનારી કોરટે બીજી રીતે ફરમાવ્યું હોય તો તે પ્રમાણે આપવા.

૨૫૮ જો પઈસા કોરટની બાહાર આપવામાં આવેલા હોય,

અગર હુકમનામાનો ફેંસલો બીજી રીતે કરેલો હોય તો, હુ-કમનામાવાળાએ જે કોરટનું તે હુકમનામું બજાવવાનું કામ છે તે કોરટમાં એ વાત નોંધાવવી. પણ તે પ્રમાણે જો સદ-રહુ હકીકત નોંધાવવામાં આવેલી નહી હોય તો તે કોરટ કબુલ કરશે નહી, તોપણ હુકમનામાના દેણદારની અરજ ઉ-પરથી હુકમનામાવાળાને સાંભળી તે વાત નોંધાવવાને હુક-મનામાવાળાને ફરમાવવા કોરટ મુખત્યાર છે. અને તે પ્રમાણે કરેલો હુકમ જો હુકમનામાવાળો માને નહી તો તે હુકમનામું ફરીથી ન બજાવવાને કોરટ મુખત્યાર છે.

૨૫૯ અમુક જંગમ મીલકત બાબત અગર તેના કાંઈ હિસ્સા બાબત અગર ઓરતને લેવા બાબતનું હુકમનામું હોય તો જેના લાભમાં તે હુકમનામું કરવામાં આવ્યું હોય તેણે અ-ગર તેની તરફથી નીમેલા માણસને મીલકત જપ્ત કરી અગર હુકમનામાના દેણદારને કેદ કરી તે મીલકત અગર ઓરત અ-પાવવી, અગર તે કારણસર જરૂર હોય તો બેઉ વાનાં કરવાં.

પણ આ કલમ પ્રમાણે કરેલી જપ્તી છ માસ કરતાં વ-ધારે મુદત રાખવામાં આવશે નહી, માટે તે મુદત પુરી થતા હુકમનામાના દેણદાર હુકમનામું માન્ય કરે નહી તો તે મી-લકત વેચવી અને તેમાંથી ઉપજેલી રકમમાંથી હુકમનામા-વાળાને યોગ્ય લાગે તેટલી રકમ કમીશન બદલ આપવી, અને કાંઈ બાકી રહે તો હુકમનામાના દેણદારની અરજ ઉ-

પરથી તેને પાછી આપવી.

૨૬૦ જ્યારે હુકમનામું અમુક કરારે પુરો કરવાને તથા લગનના હક પાછા લેવાને અગર બીજું કાંઈ કામ કરવાનો હોય, ત્યારે જે સબબના ઉપર તે હુકમનામું થએલું હોય તે હુકમનામું અગર તાકીદી હુકમ માન્ય કરવાને જોઈતો લાગ મળ્યો હોય તેમ છતાં તેણે જાણીબુજીને તે માનવામાં કસુર કરી હોય તો તેને કેદ કરી અગર તેની મીલકત જપ્ત કરી અગર તે બેઉ વાનાં કરી તે હુકમનામાનો અમલ થઈ શકે છે.

પણ આ કલમ પ્રમાણે કરેલી જપ્તી એક વર્ષ કરતાં વધારે મુદ્દત સુધી રાખવામાં આવશે નહી, અને જો હુકમનામાનો દેણદાર તે માન્ય કરશે નહી તો તે મીલકત જપ્ત કરી વેચવામાં આવશે અને તેની ઉપલી કલમમાં બતાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવશે.

૨૬૧ કોઈ વેચાણ ખત કરી આપવાને અગર વેચવા લાયક દસ્તાવેજ કરી આપવાને માટે હુકમનામાનો દેણદાર તે કરવામાં કસુર કરે અગર ના પાડે તો હુકમનામાવાળો તે વેચાણ ખતનો અગર તે શેરાનો હુકમનામા પ્રમાણે મુસદો તૈયાર કરી કોરટને આપે.

પછી કોરટે તે મુસદો સમન્સ જે પ્રમાણે બજાવવામાં આવે છે તે પ્રમાણે હુકમનામાના દેણદાર ઉપર બજાવવો, અને તેની સાથે એક નોટીસ તેના ઉપર બજાવવી કે જો તે વા-

ખતમાં તમોને હરકત હોય તો અમુક મુદતમાં બતાવવી.

જો કાયદા પ્રમાણે સ્ટાંપની જરૂર હોય તો હુકમનામાવાળાએ તે મુસદ્દાની બે નકલો સ્ટાંપ ઉપર લખવાને આપવી. સદરહુ મુસદ્દા બજ્યાની શાબેતી થાય એટલે કોરટ અગર તે બાબત નીમેલા અધિકારીએ તે લખવો અને જરૂર હોય તો હુકમનામાના શબ્દ પ્રમાણે ફેરફાર કરી લખવો વિગરે.

૨૬૨ ઉપલી કલમ પ્રમાણે વેચાણ ખતમાં અગર શેરામાં કોરટે સહી કરવી તેનો આ કલમમાં નમુનો બતાવેલો છે તે પ્રમાણે અગર હાયકોરટ વખતે વખતે ઠરાવે તે પ્રમાણે કરવી.

૨૬૩ જો હુકમનામું સ્થાવર મીલકત આપવા બાબતનું હોય તો તેનો કબજો જે સખસને આપવાનો હોય તે સખસને અગર તેની તરફથી નીમેલા માણસને આપવો, અને કોઈ સખસ ખાલી કરતો ના હોય તો તેને બશેડવો.

૨૬૪ પણ જો કોઈ સ્થાવર મીલકત ભાડુવાતના કબજામાં હોય અગર કોઈ બીજા સખસને કબજે રાખવાનો હક હોય તેના કબજામાં હોય તો, કોરટે તે કબજો આપવાનો હુકમ વારંટની એક નકલ તે મીલકતની પ્રખ્યાત જગો ઉપર ચોડી તથા ડાંડી પીટી તે કબજેદારને ખબર કરી અગર રીવાજ પ્રમાણે બીજી રીતે હુકમનામાની મતલબની ખબર કરી તે આપવાનો હુકમ કરવો.

પણ જો ભાડુવાત માલુમ પડે તો તેના ઉપર સદરહુ

મતલબની લખેલી નોટીસ બજાવવી.

૨૬૫ જો હુકમનામું વેંહેંચણ બાબતનું હોય અગર જે અવિભક્ત મીલકત સરકારને મેહેસુલ આપતી હોય તેના હિસ્સાનો જુદો કબજો લેવા બાબતનો હોય તો, તે હિસ્સા બાબતની વેંહેંચણ કલેકટરે કરવી.

(फ)–મીલકતની જપ્તી બાબત.

૨૬૬ હુકમનામું બજાવવામાં નીચે લખેલી મીલકત જપ્ત કરવામાંથી બાતલ કરી છે.

(अ) હુકમનામાના દેણદારના તથા તેની ઓરતના તથા તેનાં છોકરાનાં જરૂરી આત લુગડાં.

(ब) કારીગરનાં હથિયાર, ખેતીવાડીનાં હથિયાર અને ઢોર કે જે કોરટના અભિપ્રાયમાં હુકમનામાના દેણદારને પોતાનું ગુજરાન ચલાવવાને ખેડુત તરીકે જોઈએ તે.

(क) ખેડુતો પોતાનાં ઘર અને બીજી ઈમારતોમાં રહેતા હોય અગર તેમનો કબજો હોય તે ઘરનો સામાન.

(ड) હિસાબના ચોપડા.

(इ) ફક્ત નુકશાન લેવાને દાવો કરવાનો હક.

(फ) જાતે નોકરી કરવાનો હક.

(ग) મીલીટ્રી, શીવીલ, તથા પોલેટીકલ સરકાર આપેલાં પેનશન,

(ह) સરકારે અગર રેલવે કુંપનીના નોકરનો નીચે પગાર.

(आइ) જે સખ્સોને નેટીવ આરટીકલ્સ ઓફ વાર લાગુ થાય છે તેના પગાર વિગરે.

(ज) ઘરના નોકરોનો તથા મજુરોનો ગુસારો.

(फ) જીવવાથી જે વારસો મળવાની ઉમેદ હોય તે હક અગર બીજો કાંઈ શરતી હક સબંધ હોય તે.

(ल) હવે પછી ખોરાકીપોશાકી મળવાનો હક.

૨૬૭ કોરટને પોતાની મેળે અગર કોઈ હુકમનામાવાળાની અરજ ઉપરથી હુકમનામું બજાવવામાં મીલકત જપ્ત કરવા બાબત કોઈ સખસને બોલાવી તપાસવો જરૂર જણાય તો તેના ઉપર સમન્સ કાહાડવો, અને જરૂર હોય તો તેના કબજામાં અગર તેના અખત્યારમાં જે દસ્તાવેજ હોય તે મંગાવવો, પણ કોરટે પોતાની મેળે સમન્સ કાહાડતાં પેહેલાં ઠરાવવું જોઈએ કે કોની તરફમાં એ સમન્સ કાહાડવામાં આવેછે.

૨૬૮ જે લહેણું વેચાય એવા લેખથી ના હોય તેમાં અગર કોઈ કંપની અગર કારપોરેશનના શેરમાં અગર જે જગમ મીલકત હુકમનામાના દેણદારના કબજામાં ના હોય તેમાં મનાઈ હુકમ આપી જપ્તી કરવી, પણ કોઈ કોરટમાં કાંઈ મીલકત અનામત હોય અગર તેના કબજામાં હોય તો તેમ કરવું નહી.

આ કલમ પ્રમાણે કોઈ જપ્તી છ માસ કરતાં વધારે મુદત રાખવામાં આવશે નહી અને તે પુરી થતાં હુકમનામાનો લેણદાર માન્ય કરશે નહી, તો તેની વ્યવસ્થા કલમ ૨૫૯ પ્ર-

માણે કરવામાં આવશે.

૨૬૯ જો જંગમ મીલકત ૨૬૬ મી કલમના પેહેલા વિશેષ ઠરાવમાં બતાવેલી મીલકત શિવાયની હુકમનામાના દેણદારના કબજામાં હોય તો તેની જપ્તી કબજો લેઈને કરવી અને તે જપ્તી કરનાર અમલદારે પોતાના અગર પોતાના તાબાના નોકરના કબજામાં રાખવી અને તે બાબત તે અમલદાર જવાબદાર છે.

પણ જો તે મીલકત જલદીથી સ્વભાવિક રીતે બગડી જાય એવી હોય અગર તેને સંભાળથી રાખવાનું ખરચ તે મીલકતની કીમત કરતાં વધી જાય એવું હોય તો તે મીલકત એકદમ વેચી નાંખવી.

સ્થાનિક સરકાર જંગમ મીલકત વિગરે સંભાળી રાખવાને જોઈતા ધારા કરવાને મુખત્યાર છે અને આ કલમમાં આગળ ઠરાવ કર્યો તે પ્રમાણે ઠરાવ છતાં જપ્તી કરનાર અમલદારે તે નિયમ પ્રમાણે ચાલવું.

૨૭૦ જે વેચાય એવા લેખ કોઈ કોરટમાં અનામત ના હોય તો તેનો કબજો લેઈને જપ્તી કરવા, અને કોરટનો બીજો હુકમ થતાં સુધી કોરટમાં રાખવા.

૨૭૧ કોઈ સખસ આ કાયદા પ્રમાણે જંગમ મીલકત જપ્તી કરવાનું પ્રોસેસ અમલમાં લાવતાં કોઈ ઘર અગર ઈમારતમાં ગયા પછી કોઈ ઓરડીમાં કાંઈ મીલકત છે એવું

માનવાને કારણ હોય તો તે ઓરડીનું બારણું તે ઉઘાડી શકે છે.

પણ જો તે ઓરડી કોઈ સ્ત્રીના કબજામાં હોય અને તે સ્ત્રી દેશ રીવાજ પ્રમાણે હોજલમાં રહેતી હોય તો તે અમલ કરનાર સખશે તે સ્ત્રીને ખબર આપવી કે ત્યાંહાંથી તમારે ખસવું, અને યોગ્ય વખત તથા જોઈતી સગવડ તેને આપ્યા બાદ તે ઓરડીમાં મીલકત જપ્તી કરવાના કારણસર તે પેશી શકે છે. પરંતુ તે વખતે ચુપકીથી મીલકત ખશેડવામાં આવે નહી તેની જોઈતી સાવધગીરી રાખવી.

૨૭૨ જો મીલકત કોઈ કોરટમાં અગર કોઈ સરકારી અધિકારીની પાસે અનામત અગર કબજામાં હોય તો, તેની જપ્તી તે કોરટ અગર અધિકારીને નોટીસ આપી કરવી વિગર.

૨૭૩ જો મીલકત કોઈ પઈશા બાબતનું હુકમનામું હોય અને જે હુકમનામું જે કોરટનું હુકમનામું બજાવી જપ્તી કરવાનું હોય તેજ કોરટનું હોય તો, તેની જપ્તી તે હુકમનામાથી જે ઉપજે તે આ હુકમનામામાં વસુલ કરવામાં આવશે એવો હુકમ કરી કરવી.

પણ જો તે પઈશા બાબતનું હુકમનામું બીજી કોઈ કોરટનું હોય તો તેની જપ્તી નોટીસ આપી કરવી, અને તે નોટીસ એવી મતલબની કરવી કે તે રદ કરવામાં આવે ત્યાંહાં સુધી તે હુકમનામું બજાવવું નહી. જે કોરટને આ નોટીસ આપવામાં આવે તે કોરટે તે હુકમનામાની બજાવણી

તે નોટીસ આપનારી કોરટ રદ કરે ત્યાંહાં સુધી અગર જે કોરટને નોટીસ આપવામાં આવેલી હોય તે કોરટને જે હુકમનામું બજાવવાને તે નોટીસ કાહાડવામાં આવી હોય તે હુકમનામાવાળો સદરહુ હુકમનામું બજાવવાને અરજ કરે ત્યાહાં સુધી બંધ રાખવી, અને સદરહુ અરજ આપવામાં આવે એટલે કોરટે તે હુકમનામું બજાવવું અને તેમાંથી જે ઉપજે તે જે હુકમનામું બજાવેલું હોય તેમાં વસુલ કરવું.

બીજા બધા હુકમનામાની જપ્તી બાબત જે કોરટમાં હુકમનામું બજાવવામાં આવેલું હોય તે કોરટના જડજની સહી સુધાંતની લખેલી નોટીસ તે હુકમનામાવાળાને આપવી વિગરે.

૨૭૪ જો સ્થાવર મીલકત હોય તો હુકમનામાના દેણકારને મનાઈ હુકમ આપી જપ્તી કરવી વિગરે.

જો તે સરકારને મેહેસુલ આપનારી જમીન હોય તો તે હુકમની નકલ જીલાના કલેકટર સાહેબની કચેરીમાં ચોહોડવી.

૨૭૫ જો હુકમનામું ખરચ સુધાંતનું હોય અને જપ્તી કરતાં જે ખરચ થાય તે સુધાંત રકમ કોરટમાં ભરવામા આવે અગર બીજી રીતે કોરટમાં તે હુકમનામું પતાવવામાં અગર રદ કરવામાં અગર ફેરવવામાં આવે તો, તે મીલકત મા જે કોઈ સખસ સબંધ રાખતો હોય તે સખસની અરજી ઉપરથી જપ્તી ઉઠાડવાનો હુકમ કરવો.

૨૭૬ જો જપ્તી કબજો લેઈ કરવામાં આવી હોય અગર

સજેલા હુકમથી કરવામાં આવી હોય તે દરમિયાનમાં જપ્તીવાળી મીલકત વેચાણ, બક્ષીસ, ગીરો અગર બીજી રીતે કોઇ બીજાને આપવામાં આવે તો, સદરહુ જપ્તીવાળા તમામ દાવા વિરૂદ્ધ તે રદ સમજવું.

૨૭૭ જો જપ્તીવાળી મીલકત કાંઇ નાણું અગર ચાલતા ચલણનાં નોટ હોય તો, તે જપ્તીની દરમિયાન તે નાણાં અગર નોટ હુકમનામાવાળાને આપવાને કોરટ હુકમ કરી શકેછે.

૨૭૮ હુકમનામું બજાવવામાં કાંઇ મીલકત જપ્તી કરવામાં આવી હોય અને તે મીલકતની જપ્તી કરવામાં કોઇ સખસ હરકત અગર દાવો કરે તો, તે દાવા અગર હરકતની તપાસ કોરટે કરવી. પરંતુ જ્યારે કોરટની નજરમાં એમ આવે કે ઇરાદાથી અગર વગર કારણે દાવો અગર હરકત કરવામાં ઢીલ કરી છે તો તેનો તપાસ કરવો નહી વિગરે.

૨૭૯ દાવેદારે અગર હરકત લેનારે એવો પુરાવ ગુજારવો જોઇએ કે જપ્તીની તારીખે તેનું જપ્તીવાળી મીલકતમાં અમુક હીત હતું અગર તેના કબજામાં હતી.

૨૮૦ તપાસ કરતાં કોરટની એવી ખાત્રી થાય કે જપ્તીની તારીખે હુકમનામાના દેણદારનો અગર તેની તરફથી ટ્રસ્ટી વિગરેનો જપ્તીવાળી મીલકતનો કબજો નહી હતો અગર તે કબજો દેણદારના પોતાના કબજામાં તેને પોતાને હિસાબે નહી હતી અગર હતી તો થોડી તેને પોતાને હિસાબે અને

થોડી કોઈ બીજા તરફથી હતી તો, કોરટે તે તમામ મીલકત ઉપરથી અગર જેટલી તેમને યોગ્ય લાગે તેટલી મીલકત ઉપરથી જપ્તી ઉઠાવવાનો હુકમ કરવો.

૨૮૧ પણ જો કોરટને એવી ખાત્રી થાય કે જપ્તીને વખતે તે જપ્તીવાળી મીલકત હુકમનામાના દેણદારના કબજામાં પોતાને હિસાબે હતી, અગર તેની તરફથી ટ્રસ્ટી તરીકે કોઈ બીજાના કબજામાં અગર ભાડુઆત અગર કોઈ બીજો સખસ તેને ભાડુ આપતો હોય તેના કબજામાં હતી તો કોરટે તે દાવો નામંજુર કરવો.

૨૮૨ જો કોરટને એવી ખાત્રી થાય કે કોઈ સખસનો જપ્તીવાળી મીલકત ઉપર ગીરો વિગેરેનો હક સબંધ છે પણ તે તેના કબજામાં નહી હતી તો, તે હક સબંધ સાથે કોરટ પોતાને દુરસ્ત લાગે તો જપ્તી રાખી શકે છે.

૨૮૩ કલમ ૨૮૦, ૨૮૧ અગર ૨૮૨ પ્રમાણે જે પક્ષકાર વિરૂધ હુકમ કરવામાં આવે તે પોતાનો હક ઠરાવવાને દાવો કરી શકે છે. પરંતુ તે દાવાના પરિણામની જવાબદારી સાથે સદરહુ હુકમ નિશ્ચયકારક પુરાવ સમજવો.

૨૮૪ જપ્તીવાળી મીલકત અગર તેમાંનો કાંઇ ભાગ હુકમનામું વસુલ થવાને જરૂર જણાય તેટલો વેચાણ કરવો હુકમ હરકોઈ કોરટ કરી શકે છે અને તે વેચાણમાંથી ઉપજેલી રકમ હુકમનામાથી જે પક્ષકારને તે લેવાનો હક હોય

તેને આપવામાં આવશે.

૨૮૫ જ્યારે કેટલીક કોરટના હુકમનામાથી મીલકત જપ્ત કરવામાં આવી હોય અને તે મીલકત કોઈ કોરટના કબજામાં ના હોય તો, તે જપ્તી ઉઠાવવા બાબતના દાવાનો નીકાલ ઊંચામાં ઊંચા દરજ્જાની કોરટે કરવો. જો તે કોરટો ના દરજ્જામાં કાંઈ તફાવત ના હોય તો, જે કોરટથી પેહેલી જપ્તી કરવામાં આવી હોય તે કોરટે કરવો.

ग- મીલકતનું લીલામ તથા તે આપવા વિષે.

૨૮૬ હુકમનામું બજાવવામાં લીલામ કોરટના અમલદાર અગર કોરટે નીમેલા બીજા કોઈ સખસે કરવું. પરંતુ આ નિયમને કલમ ૨૯૬ મીનો અપવાદ છે.

૨૮૭ જ્યારે કોરટ મીલકત લીલામ કરી વેચવાનો હુકમ કરે ત્યારે તે બાબતનાં કોરટની ભાષામાં જાહેરનામાં કરવાં વિગરે.

૨૮૮ કલમ ૨૮૭ પ્રમાણે કરેલાં જાહેરનામામાં બદદાનતથી કાંઈ ચુક થએલી નહી હોય અગર ખોટું લખેલું નહી હોય અગર લખવું રહી ગયું નહી હોય તો, જડજ અગર કોઈ સરકારી નોકર તે બાબત જવાબદાર નથી.

૨૮૯ તે જાહેરનામાં કલમ ૨૭૪ માં બતાવેલી રીત પ્રમાણે કરવાં, અને કોરટ ફરમાવે તો સ્થાનિક સરકારી ગેઝીટમાં અગર સ્થાનિક વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ કરવાં. અને તેમ કરતાં જે ખરચ થાય તે દાવાનું ખરચ થયું સમજવું.

૨૯૦ કોઈ લીલામ સ્થાવર મીલકતની બાબતમાં ઓછામાં ઓછા ૩૦ દીવશ અને જંગમ મીલકતની બાબતમાં ઓછામાં ઓછા ૧૫ દીવશ પુરા થએ હુકમનામાના દેણદારની લખીત કબુલત લીધા વિના કરવામાં આવશે નહી.

૨૯૧ જે અમલદાર લીલામ કરે તેની નજરમાં આવે તો જોઈતાં કારણો લખી તે બંધ રાખી શકે છે. પરંતુ જો તે લીલામ કોરટના મકાનની હદમાં કરવામાં આવતું હોય તો તે કોરટની રજા શિવાય બંધ રાખી શકતો નથી વિગર.

૨૯૨ આ બાબ પ્રમાણે થતા લીલામ સબંધી કાંઈપણ કામ કરવાને કોઈ અમલદાર હોય તેણે શીધી અગર આડી રીતે તે લીલામમાં માગણી કરવી નહી, તથા તે લીલામમાં જે મીલકત વેચાતી હોય તેમં કાંઈ હક સબંધ મેળવવો નહી અગર મેળવવાને મેંહનત કરવી નહી.

૨૯૩ ખરીદદાર રૂપીઆ ભરવામાં કસુર કરે અને તેથી ફરી લીલામ કરતાં ઓછી કીમત ઉપજે તે તથા તે ફરી લીલામ કરવામાં જે ખરચ થાય તે તે લીલામ કરનાર અમલદારે કોરટને બતાવવું. અને હુકમનામાના લેણદાર અગર દેણદારની ખાએશ ઉપરથી તે કસુર કરનાર પક્ષકાર પાસેથી તે કીમતમાં ખુટતી રકમ તથા ખરચ આ બાબમાં હુકમનામું બજાવવાને જે નિયમો ઠરાવેલા છે તે પ્રમાણે કરી વસુલ કરવામાં આવશે.

૨૯૪ કોઈપણ હુકમનામાવાળાએ પોતાનું હુકમનામું

બજાવવામાં જે લીલામ થાય તે લીલામમાં કોરટની સ્પષ્ટ પરવાનગી વગર માગણી કરવી નહી. જો તે પરવાનગી સાથે ખરીદ કરે તો તે ખરીદીની કીમત હુકમનામા વિરૂદ્ધ સેટાફ થશે, અને તે હુકમનામું બજાવનારી કોરટે તે હુકમનામા ઉપર વસુલ ભરવું.

૨૯૫ હુકમનામું બજાવવામાં લીલામમાંથી અગર બીજી રીતે ઉપજ થએલી હોય અને તે ઉપજ થતાં પેહેલાં જે કોરટની પાસે તે ઉપજ હોય તે કોરટને પઈશા બાબતના હુકમનામાં તેના તેજ હુકમનામાના દેણદાર ઉપર બજાવવાને એક કરતાં વધારે સખશોએ અરજ કરી હોય, અને તે હુકમનામાં પતેલાં ના હોય તો સદરહુ ઉપજમાંથી તે ઉપજ મેળવતાં જે ખરચ થએલો હોય તે બાદ કરી તમામ સખસોને ફાળા પ્રમાણે વેંહેંચી આપવું.

પણ જે મીલકત વેહેચાએલી હોય તે મીલકત ઉપર કોઈનો ગીરો હક હોય ને સદરહુ લીલામથી ઉપજેલી રકમમા કાંઈ બાકી વધી હશે તો તે ગીરોહકવાળાનો તેમાંથી હિસ્સો લેવાનો કાંઈ હક નથી.

વળી કોઈ મીલકત હુકમનામું બજાવવામાં વેચાવવામાં આવી હોય અને તે મીલકત ઉપર ગીરો અગર બીજી જવાબદારી હોય તો, કોરટ તે ગીરો વિગરે રાખનારની કબુલત લેઈ એવો હુકમ કરી શકેછે કે, તે મીલકત ગીરો વિગરેની જવા

બેદારીમાંથી છુટીછે અને વેચવામાં આવે છે. પણ તે વખતે ગીરો વિગરે રાખનારને વેચાણમાંથી ઉપજેલી કીમત ઉપર જેવો તેને વેચેલી કીમત ઉપર હક છે એવો હક થશે.

જો તમામ અગર કાંઈ મીલકત જે સખસને લેવાનો હક નહી હોય તેવા સખસને આપવામાં આવી હશે તો તે સખસનો લેવાનો હક નથી, અને તે પાછી લેવા સારૂ દાવો કરી શકે છે. અને આ કલમથી સરકારના કોઈ હકને ફેરફાર થતો નથી.

(ઘ)—જંગમ મીલકત વિષે નિયમો.

૨૯૬ જો મીલકત વેચાય એવા લેખ હોય અગર કોઈ કંપની અગર કારપોરેશનના શેર હોય તો, કોરટ તેનું જાહેરાત લીલામ કરવાને બદલે તે લેખ અગર શેર, બજાર ભાવે દલાલની મારફતે વેચવાનો હુકમ કરી શકે છે.

૨૯૭ જંગમ મીલકતમાં દરેક લાટની કીમત વેચાણની વખતે અગર અમલદાર ફરમાવે તે વખત તુરત આપવી. અને તે આપવામાં જો કસુર કરવામાં આવે તો તે ફરીથી વેચવી.

ખરીદીનાં નાણાં આપવાથી જે અમલદારે લીલામ કર્યું હો તેણે પાહોંચ આપવી એટલે તે લીલામ કાયમ થયું સમજવું.

૨૯૮ જંગમ મીલકતનું લીલામ પ્રસિદ્ધ કરવામાં અગર ચલાવવામાં કાંઈ ગેરશીરસ્તે થયું હશે તો તેથી લીલામ રદ થશે નહી પણ કોઈ સખસને તે ગેરશીરસ્તે થવાથી નુકશાન

થયું હશે તો તે બાબત કંપનસેશન લેવા દાવો કરી શકે છે, અગર અમુક મીલકત લેવા અને તે મીલકત ના આપે તો તેનું કંપનસેશન લેવા પણ દાવો કરી શકે છે.

૨૯૯ જ્યારે વેચાણ એવા લેખ અગર બીજી જંગમ મીલકત કબજે લેઇ જપ્તી કરેલી હોય ત્યારે તે મીલકત ખરીદ કરનારને આપવી.

૩૦૦ જ્યારે જંગમ મીલકત ઉપર કબજો રાખવાનો કોઈ બીજા સખસનો હક હોય પણ તે હુકમનામાના દેણદારનો હક ના હોય તો, તે કબજેદારને નોટીસ આપી તેના ખરીદ-દારને કબજો અપાવવો.

૩૦૧ જ્યારે વેચાણ એવું લેહેણું હોય અગર કોઈ કંપની અગર કારપોરેશનના શેર હોય તો તેનો કબજો મનાઈ હુક-મથી અપાવવો.

૩૦૨ જ્યારે કોઈ વેચાણ એવા લેખ અગર શેર બી-જાના નામ ઉપર ચડાવી આપવાનો શેરો કરી આપવાનો હોય, અગર વેચાણ દસ્તાવેજ લખી આપવાનો હોય અને તે લખી આ-પવામાં આવે નહી તો તે શેરો વિગેરે જડજ કરવાને મુખત્યાર છે.

૩૦૩ તે જંગમ મીલકત વિષે આગળ ઠરાવ કરવામાં નહી આવ્યો હોય તે વિષે કોરટ એવો હુકમ કરી શકે છે કે તે મીલકત ખરીદદારની છે અને તે મીલકત ખરીદદારની થઈ.

(ક)—સ્થાવર મીલકત સબંધી નિયમો.

૩૦૪ સ્માલકાઝ કોરટ શિવાયનીહર કોઈ કોરટને સ્થાવર મીલકતનું લીલાલ કરવાનો હુકમ કરવાને અખત્યાર છે.

૩૦૫ જયારે સ્થાવર મીલકતનું લીલામ કરવાનો હુકમ કરવામાં આવે ત્યારે જો હુકમનામાનો દેણદાર કોરટની એવી ખાત્રી કરી આપે કે, આ મીલકત અગર તેનો કાંઈ ભાગ અગર તેની બીજી કાંઈ સ્થાવર મીલકત ગીરો મુકી અગર પટે આપી અગર ખાનગી રાહે વેચવાથી હુકમનામાની રકમ મેળવી શકાય એમ માનવાને કારણ છે, તો કોરટ તે દેણદારની અરજ ઉપરથી તે પ્રમાણે રકમ મેળવવાને યોગ્ય લાગે ત્યાંહાં સુધી લીલામ બંધ રાખી શકે છે.

પણ તે પ્રસંગે કોરટે મુદત ઠરાવી તે મુદત સુધીમાં હુકમનામાના દેણદારને ગીરો વિગરે કરવાબાબતનું સર્ટિફીકટ આપવું, પણ જે ગીરો વિગરે ઉપર નાણાં લેવામાં આવે તે કોરટમાં ભરવાં જોઈએ અને તે દેણદારને આપવાં નહી.

સદરહુ આપેલું સર્ટિફીકટ જયાંહાં સુધી અમલમાં હોય ત્યાંહાં સુધી કલમ ૨૪૮ ના નિયમ લાગુ થશે નહી.

૩૦૬ દરેક સ્થાવર મીલકતના લીલામમાં કોઈ સખસ તે મીલકત ખરીદ કરે તો તેને તુરત તે મીલકતની કીમતના સેંકડે પચાસ ટકા પ્રમાણે રૂપીયા તે લીલામ કરનાર અમલદારને અનામત આપવા જોઈએ, અને તે આપવામાં કસુર કરે તો તે મીલકત તુરત ફરીથી વેચાશે.

૩૦૭ ખરીદીની કીમતનાં તમામ નાણાં ખરીદદારે પેઆણ થયા તારીખથી પંદરમે દીવસે કોરટ બંધ થતાં પેહેલા આપવાં જોઈએ, પણ તે પંદરમે દીવસે રવીવાર અગર બીજો તેહેવાર હોય તો તે પંદરમા દીવસ પછી જ્યારે ઑફીસ ખુલ્લે ત્યારે આપવાં જોઈએ.

૩૦૮ સદરહુ કલમમાં બતાવેલી મુદતમાં નાણાં આપવાને કસુર કરવામાં આવે તો અનામત જે રકમ મુકેલી હોય તેમાંથી લીલામનું ખરચ બાદ જતાં બાકી જે રેહે તે સરકાર દાખલ થશે અને તે મીલકત ફરીથી વેચાવામાં આવશે અને કસુર કરનાર ખરીદદારનો તે મીલકત ઉપરથી તમામ હક જશે, અગર પછાડીથી જે રકમ વાસ્તે વેચાવામાં આવશે તે રકમના કોઈપણ ભાગ ઉપર દાવો રહેશે નહી.

૩૦૯ ઠરાવેલી મુદતમાં ખરીદીનાં નાણાં આપવામાં કસુર કરવામાં આવે અને તેથી ફરીથી લીલામ કરવું પડે તો, આગળ બતાવ્યા પ્રમાણે મુદતનાં તથા તેવી રીતનાં તે લીલામ કરતાં પેહેલાં જાહેરનામાં કરવાં.

૩૧૦ જ્યારે કાંઈ અવિભક્ત સ્થાવર મીલકતનો હિસ્સો વેચવામાં આવે અને બે અગર વધારે સખસો કે જેમાંનો એક સહહિસ્સેદાર હોય તેઓ લીલામમાંની માગણી વખતે રકમ એડવાન્સ આપે તો, તે માગણી તે સહહિસ્સેદારની સમજવી.

૩૧૧ કોઈ હુકમનામાવાળાની અગર કોઈ બીજા શ

ખસની સ્થાવર મીલકત વેચાવવામાં આવી હોય તો તે વેચાણ રદ કરવાને અરજ કરી શકે છે, એવા સબબથી કે તે વેચાણ પ્રસિધ્ધ કરવામાં તથા ચલાવવામાં ઘણું ગેરસીરસ્તે પડ્યું છે. પરંતુ જો અરજદાર એમ શાબીત કરે નહી કે તેથી મને ખરેખરૂં નુકશાન પડ્યું છે તો ગેરસીરસ્તે પડવાના કારણથી તે લીલામ રદ કરવામાં આવશે નહી.

૩૧૨ ઉપલી છેલી કલમમાં કહ્યા પ્રમાણે કાંઈ અરજ કરવામાં આવે નહી અગર કરવામાં આવી હોય અને તે નામંજુર કરવામાં આવી હોય તો દાવાના પક્ષકારો તથા ખરીદાર સબંધી લીલામ મંજુર કરવાનો હુકમ કરવો.

જો અરજ મંજુર કરવામાં આવે તો કોરટે લીલામ રદ કરવાનો હુકમ કરવો, પરંતુ આ કલમ પ્રમાણે કરેલો હુકમ જે પક્ષકારના વિરૂધ કરવામાં આવેલો હોય તે પક્ષકારનો તે ગેરસીરસ્તે કરેલો છે એવા કારણથી દાવો ચાલશે નહી.

૩૧૩ ખરીદદાર લીલામ રદ કરવાને કોરટને અરજ કરી શકે છે એવા કારણથી કે જે સખસની મીલકત કહી તે વેચવામાં આવેલી છે તેનો તેમાં કાંઈ હકસબંધ ન્હોતો, માટે જો કોરટની નજરમાં આજબી લાગે તો તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે પરંતુ હુકમનામાના લેણદારને તથા હુકમનામાવાળાને તે હુકમ વિરૂધ સાંભળવાનો લાગ આપ્યા વિના લીલામ રદ કરવાનો હુકમ કરવો નહી.

૩૧૪ સ્થાવર મીલકતનું કોઈપણ લીલામ કોરટે મંજુર કરેલું નહી હોય ત્યાંહાં સુધી તે પાકું લીલામ કહેવાશે નહી.

૩૧૫ જ્યારે કલમ ૩૧૨ અગર ૩૧૩ પ્રમાણે લીલામ રદ કરવામાં આવે અગર જ્યારે જે હુકમનામાના દેણદારની મીલકત કહી લીલામ કરવામાં આવેલું હોય, અને તે દેણદારનો તેમાં કાંઈ હક સબંધ ના હોય તેથી ખરીદદારને કાંઈ મીલકત મળે નહી તો ખરીદદારને પોતાની કીમતનાં આપેલાં નાણાં વ્યાજ વગર અગર વ્યાજ સાથે કોરટ ફરમાવે તે પ્રમાણે જેને તે આપેલાં હોય તેની પાસેથી પાછા લેવાનો હક છે.

તે નાણાં પાછાં લેવાને આ કાયદા પ્રમાણે પઈસા બાબતનાં જે હુકમનામાં બજાવવાને નિયમ છે તે પ્રમાણે ઈલાજ ચાલશે.

૩૧૬ જ્યારે સ્થાવર મીલકતનું લીલામ આગળ કહ્યા પ્રમાણે પાકું થાય ત્યારે ખરીદદારને તે બાબતનું સર્ટિફીકટ મળશે.

૩૧૭ જે ખરીદદારને સર્ટિફીકટ મળેલું હોય તેના ઉપર કોઈ બીજા મખસે પોતાની તરફથી અગર જેની તરફથી તે દાવો કરતો હોય તેની તરફથી મીલકત ખરીદ કરવામાં આવેલી છે એવા સબબથી દાવો ચાલશે નહી.

પણ ખરીદદારની કબુલત શિવાય અગર ખરીદદાર તરીકે સર્ટિફીકટમાં કપટથી નામ દાખલ કરવામાં આવ્યું છે તેનું ઠરાવવાને દાવો કરવાને આ કલમથી કાંઈ હરકત પડી નથી.

૩૧૮ જ્યારે વેચાએલી મીલકત હુકમનામાના દેણદારના

અગર તેની તરફના બીજા કોઈ સખસના અગર તે દેણદારે તે મીલકત જપ્ત થયા પછી ઉત્પન્ન કરેલા દાવાના આધારથી કોઈ સખસના કબજામાં હોય, અને કલમ ૩૧૬ પ્રમાણે ખરીદદારને સર્ટિફીકટ આપવામાં આવેલું હોય તો તેની અરજ ઉપરથી તેને અગર તેના નીમેલા માણસને કોરટે કબજો અપાવવો, અને જરૂર હોય તો કબજેદાર કબજો આપવાની ના કહેતો હોય તો તેને ખસેડવો.

૩૧૯ જો તે મીલકત ભાડુવાત અગર કબજો રાખવાનો હક હોય તેવા સખસના કબજામાં હોય અને ખરીદદારને કલમ ૩૧૬ પ્રમાણે સર્ટિફીકટ આપવામાં આવેલું હોય, તો કોરટે તે સર્ટીફીકટની નકલ જયાંહાં તે મીલકત હોય ત્યાહાંની પ્રસિધ્ધ જગો ઉપર ચોહોડી તથા ડાંડી પીટી તથા હરકોઈ રીવાજ પ્રમાણે બીજી રીતે તે હુકમનામાના દેણદારનો તે મીલકત ઉપર જે હક સબંધ હતો તે વેચેલો છે એવી ખબર કરી કબજો અપાવવો.

૩૨૦ સ્થાનિક સરકારે ગવરનર જનરલ ઈનકોંસીલની મંજુરીથી સરકારી ગેજીટમાં જાહેરખબર પ્રસિધ્ધ કરી એમ ઠરાવી શકે છે કે, અમુક સ્થળસીમની અંદર હરકોઈ સ્થાવર મીલકત, હુકમનામાં બજાવવામાં વેચવાનો કોરટ હુકમ કરે અગર જે હુકમનામામા સ્થાવર મીલકત વેચવાનો ઠરાવ હોય તે હુકમનામાં બજાવવા વિગરેનું કામ કલેકટરને સોંપવામાં આવે. તો, તે ઠરાવ સ્થાનિક સરકાર રદ અગર દુરસ્ત કરી

શકે છે. આ બાબત સ્થાનિક સરકાર વખતે વખતે નિયમ કરશે.

૩૨૧ જ્યારે તે હુકમનામાં બજાવવાનુ કામ કલેક્ટરને સોંપવામાં આવશે ત્યારે કલેક્ટરે હુકમનામામાં બતાવેલી મીલકત જાહેરાંત લીલામ કરી એક અગર બે જથે જેમ તેમને યોગ્ય લાગે તે પ્રમાણે વેચવી વિગરે.

૩૨૨ પઈસા બાબતનાં હુકમનામાં બજાવવામાં કોરટે સ્થાવર મીલકત વેચવાનો હુકમ કરયો હોય, અને તે કામ કલેક્ટરને સોંપવામાં આવ્યું હોય તોપણ કલમ ૩૦૫ પ્રમાણે અગર તેમની નજરમાં આવે તો તે મીલકત વેચ્યા વગર હુકમનામાની રકમ મીલકત ભાડે અગર ગીરો વિગરે આપીને મેળવી શકે.

આ કલમના કારણસર કલેક્ટર તે મીલકતનો માલેક છે તે પ્રમાણે તમામ અખત્યાર વાપરી શકે છે.

૩૨૩ પઈસા બાબતના હુકમનામામાં જો કલેક્ટરને કલમ ૩૨૨ પ્રમાણે ચાલવું હોય તો જીલ્લાની ભાષામાં હુકમનામાના દેણદાર ઉપરના તમામ હુકમનામાવાળાઓને નોટીસ આપવી કે ૬૦ દીવશમાં તેમણે હુકમનામાની કલેક્ટરને ખબર આપવી.

આ નોટીસ જે કોરટથી હુકમ થયો હોય તે કોરટમાં કલમ ૩૦૪ પ્રમાણે ચોહોડવી તથા કલેક્ટરની નજરમાં આવે તે બીજી જગોએ ચોહોડવી.

કલમ ૩૨૨ પ્રમાણે વહિવટ આપેલો હોય તે કલેક્ટરનમાં હુકમનામાનો લેણદાર તથા વારસ વકીલ તે મીલકત ગીરો વિગરે આપવાને લાયક નથી.

૩૨૪ ભાડાની અગર વહિવટની મુદત પુરી થતાં લેણું પુરૂં થાય એટલી રકમ મેળવી શકાય નહી તો તે બાબતની હુકમનામાના લેણદારને અથવા તેના વારસ વકીલને ખબર આપવી, અને કહેવું કે બાકીની જરૂરીઆત રકમ તથા બાજ નોટીસની તારીખથી છ અઠવાડીઆમાં આપવામાં નહી આવે તો કલેકટર તે મીલકત વેચશે અને જો તે પ્રમાણે છ અઠવાડીઆમા તે રકમ ભરવામાં ના આવે તો કલેકટરે તે મીલકત વેચવી.

૩૨૫ જ્યારે કલેક્ટર વેચાણના હુકમ પ્રમાણે કોઈ મીલકત વેચે અગર કલમ ૩૨૧ અથવા ૩૨૨ પ્રમાણે આપેલો અખત્યાર વાપરે, ત્યારે તે બાબતની હુકમ કરનારી કોરટને ખબર આપવી, અને જમાં ખરચનો તે કોરટને હિસાબ આપવો વિગરે.

૩૨૬ જયારે કોઈ સ્થાનિક રેવળ શીમની અંદર કલમ ૩૨૦ પ્રમાણે ઠરાવ કરવામા આવેલો ના હોય અને જપ્ત થએલી મીલકત જમીન અગર તેનો ભાગ હોય, અને કલેકટરે એમ બતાવતા હોય કે તેનું જાહેરાત લીલામ કરવાથી હરકત છે અને યોગ્ય વખતમા તે મીલકતનો વહિવટ થોડા વખત બીજાને આપવાથી હુકમનામું પતશે તો તે લીલામ ન કરતાં

તે પ્રમાણે કરવાને કલેકટરને કોરટ અખત્યાર આપી શકે છે કલમ ૩૨૨ થી તે ૩૨૫ સુધીના ઠરાવ આ બાબત કલેકટરને લાગુ થશે.

૩૨૭ ગવરનર જનરેલની મંજુરી સાથે સ્થાનિક સરકાર અમુક સ્થળ શીમની અંદર જમીન ઉપરના હક સબંધનાં હુકમનામાં બજાવવા બાબત તે હકસબધ અનીશ્ચિત હોય તે કારણથી વખતે વખતે ખાસ નિયમો કરાવવાને મુખત્યારછે વિગરે.

(ह) બજાવણીમાં હરકત થવા બાબત.

૩૨૮ મીલકતનો કબજો મળવા બાબત હુકમનામું બજાવવાનું વારંટ જે અમલદારને સોંપવામાં આવ્યું હોય તેને જે સખસ હરકત અથવા અટકાવ કરે તો, તે હરકત અથવા અટકાવ કર્યાની તારીખથી એક મહિનામાં હુકમનામાવાળાએ કોરટને તે બાબત ફરિયાદ કરવી.

પછી તે ફરિયાદનો તપાસ કરવાને કોરટે દીવસ ઠરાવવો, અને જે સખસ વિરૂદ્ધ ફરીયાદ કરવામાં આવી હોય તેને જવાબ દેવા આવવાને સમન્સ કાહાડવો.

૩૨૯ જો કોરટની એવી ખાત્રી થાય કે અટકાવ અથવા હરકત હુકમનામાના દેણદાર અગર તેની ઉસકેરણીથી બીજન સખસે કરેલી છે, તો કોરટે તે બાબતનો તપાસ કરી યોગ્ય લાગે તેવો હુકમ કરવો.

૩૩૦ જો કોરટની એવી ખાત્રી થાય કે અટકાવ અગર

હરકત કાંઈ પણ વ્યાજબી કારણ શિવાય કરવામાં આવેલું છે, અને ફરિયાદીને હજુ કબજો મળવામાં હુકમનામાનો દેણદાર અગર તેની ઉસકેરણીથી બીજો કોઈ સખસ હરકત કરે છે તો, કોરટ હુકમનામાવાળાની ખાહેશથી તે દેણદાર અગર બીજા માણસને ૩૦ દીવશ સુધી જેલમાં મોકલી હુકમનામાવાળાને મીલકતનો કબજો આપવો એવો હુકમ કરી શકે છે. પણ તેથી ચાલુ કાયદા પ્રમાણે તે સખસો જે શિક્ષાને પાત્ર થતા હશે તેને હરકત થતી નથી.

૩૩૧ જો અટકાવ અગર હરકત હુકમનામાના દેણદાર શિવાય કોઈ સખસ શુધબુધિથી પોતાના હિસાબે અગર સદરહુ દેણદાર શિવાય બીજાને હિસાબે હક રાખતો હોય, તો તે દાવા ઉપર હુકમનામાવાળો જાણે વાદી હોય અને દાવેદાર પ્રતીવાદી હોય તે પ્રમાણે દાવો ગણી નંબર પાડવો અને તે નોંધવો, અને તેની તજવીજ સન ૧૮૭૭ નો ખાસ ન્યાયનો આકટ છે તેની કલમ ૯ પ્રમાણે કરવી, પણ તેથી તે સખસ ચાલુ ફોજદારી કાયદા પ્રમાણે જવાબદાર થતા હશે તો તેને હરકત થતી નથી.

૩૩૨ હુકમનામું બજાવવામાં પ્રતીવાદી શિવાય કોઈ બીજા સખસ પાસેથી કબજો લેવામાં આવ્યો હોય, અને તે સખસ એવી તકરાર કરતો હોય કે હુકમનામાવાળાને હુકનામાની રૂઈએ મારી પાસે કબજો લેવાનો હક નથી. કારણ કે તે માલ પોતાને હિસાબે અગર હુકમનામાના દેણદાર શિ-

વાય કોઈ બીજાને હિસાબે મારા કબજામાં છે, અને તે મી-લકત હુકમનામામાં આવેલી નથી અગર જો તે આવેલી છે તો તે દાવામાં હું પક્ષકાર નહી હતો, તો તે સખસ કોર્ટને તેવી અરજ કરવાને મુખત્યાર છે.

જો અરજદારને તપાસતાં એમ માલમ પડે કે તેને અ-રજી કરવાનો સબબ સંભવિત છે, તો તે અરજી ઉપર જે અરજદાર તે વાદી અને હુકમનામાવાળો પ્રતીવાદી ગણી નંબર પાડી નોંધવી, અને તેની તપાસ ઉપલી કલમમાં કહ્યા પ્રમાણે કરવી. પછી કોરટની નજરમાં આવે તે પ્રમાણે હુકમનામું બ-જાવવાનો અગર બંધ રાખવાનો હુકમ કરવો.

આ અરજી સાંભળતાં ઉપર લખેલી તકરારના સબબો કોરટે જોવા જોઈએ.

જે દાવામાં હુકમનામું થએલું હોય તે દાવો દાખલ થયા પછી મીલકત કોઈ બીજાને આપી હોય તો તે બીજા સખસને આ કલમ અગર કલમ ૩૩૦ લાગુ થશે નહી.

૩૩૩ કલમ ૩૩૧ અને ૩૩૨ પ્રમાણે જે હુકમો કરવામાં આવેલા હશે તેનો અમલ હુકમનામા પ્રમાણે થશે, અને તેને અપીલના અગર બીજી રીતના તમામ નિયમો લાગુ થશે.

૩૩૪ હુકમનામું બજાવવાથી થએલા લીલામમાં સ્થાવર મીલકતનો કોઈ ખરીદદાર હોય, તેને હુકમનામાનો દેણદાર અગર તેની તરફનો કોઈ માણસ કબજો મળવામાં હરકત

કરતો હોય તો તેને, હુકમનામાવાળાને મીલકત કબજે લેવામાં હરકત થવા બાબત આ બાબમાં જે નિયમો છે તે લાગુ પડશે.

૩૩૫ જો એમ જણાય કે તે હરકત હુકમનામાના દેણદારે નહી પણ માલેક, ગીરો રાખનાર, પટે રાખનાર, અગર હરકોઈ બીજા હકથી કરવામાં આવતી હોય તો, ખરીદદારની ફરીયાદ ઉપરથી કોરટે તે હરકત અગર અટકાવ બાબત તપાસ કરી વ્યાજબી લાગે તેવો હુકમ કરવો.

જેની વિરૂદ્ધ તે હુકમ કરવામાં આવે તે તેનો હક ઠરાવવા દાવો કરી શકે છે, પણ તે દાવાનો પરિણામ થતાં સુધી સદરહુ ઠરાવ નિશ્ચયકારક છે.

## (आइ) પકડવા તથા કેદ કરવા બાબત.

૩૩૬ હુકમનામાના દેણદારને હુકમનામું બજાવવામાં હરકોઈ દાહાડે હરકોઈ વખતે પકડી કોરટની રૂબરૂ જેમ બને તેમ જલદીથી લાવવો, અને તેને કેદ કરનારી કોરટ જે જીલ્લામાં હોય તે જીલ્લાની તુરંગમાં કેદમાં રાખવો અગર જ્યારે તે જેલમાં જોઈતી સગવડ ના હોય તો તે જીલ્લાના તેવા સખસોને કેદમાં મોકલવા સ્થાનિક સરકાર જે જગો નીમે ત્યાંહાં કેદમાં રાખવો.

પણ આ કલમના કારણસર પકડવાને સુર્યઅસ્ત થયા પછી અને તેનો ઉદય થતાં પેહેલાં કોઈના ઘરમાં પેસવું નહી.

વળી જે હુકમનામું બજાવવામાં હુકમનામાના દેણદારને

પકડવામાં આવે તે હુકમનામું પઈસા બાબતનું હોય, અને હુકમનામાનો દેણદાર હુકમનામાની રકમ તથા ખરચ તથા એનું પકડવાનું ખરચ આપે તો તે પકડનાર અમલદારે તેને એકદમ છોડી દેવો.

સરકારી ગેજીટમાં જાહેરખબર પ્રસિદ્ધ કરી સ્થાનિક સરકાર એમ ફરમાવી શકે છે કે જ્યારે હુકમનામાના દેણદારને પઈસા બાબતનું હુકમનામું બજાવી પકડી કોરટની રૂબરૂ લાવે, ત્યારે કોરટે તેને એવી ખબર આપવી કે બાબ ૨૦ પ્રમાણે નાદાર ઠરાવવાને અરજી આપવી, અને જો તે અરજીની બાબતમાં તેણે કાંઈ બદદ્યાનત કરી નહી હોય અને કોરટના નિમેલા વહિવટદારના કબજામાં તે પોતાની તમામ મીલકત સોંપશે તો તેને છોડી મુકવામાં આવશે.

આ પ્રમાણે હુકમનામાના દેણદારને કહયા પછી જો તે તેવી અરજી આપવાને પોતાનો ઈરાદો બતાવે, જોઈતા હાજર જામીન આપે અને કલમ ૩૪૪ પ્રમાણે નાદાર ઠરવાને એક માસમાં અરજી આપે તો કોરટે તેને છોડવો.

પણ જો તે પ્રમાણે અરજી આપવામાં કસુર કરે તો કોરટ તેના જામીન લેવા બાબત અગર તેને જેલમાં મોકલવા બાબત હુકમ કરી શકે છે

૩૩૭. દરેક પકડવાના વારંટમાં તે બજાવનાર અમલદારને એવું ફરમાવવું કે, હુકમનામાનો દેણદાર વારંટમાં ફરમાવેલી

રકમ તથા ખરચ તથા વ્યાજ સાથે ના આપે તો તેને પકડીને જલદીથી કોરટની રૂબરૂ આણવો.

૩૩૮ હુકમનામાના દેણદારના ખોરાકને સારૂ તેની પદવી જાત, અને દેશ ઉપર વિચાર કરી સ્થાનિક સરકાર માસીક રકમનો નિયમ બાંધવાને મુખત્યાર છે.

૩૩૯ સદરહુ નિયમ ઉપર નજર રાખી જડજની નજરમાં હુકમનામાના દેણદારને પકડે તે વખતથી તે કોરટની રૂબરૂ લાવે ત્યાંહાં સુધી ખોરાકીને સારૂ જે રકમ જોઈએ તેટલી રકમ ભરવામાં ના આવે ત્યાંહાં સુધી, કોઈ હુકમનામાના દેણદારને પકડવો નહી.

જ્યારે હુકમનામાના દેણદારને જેલમાં મોકલવામાં આવે, ત્યારે ઉપર જે નિયમ બતાવેલા છે તે નિયમ ઉપર નજર રાખી અગર નિયમ ના હોય તો જડજને વ્યાજબી લાગે તેટલી ખોરાકીની માસીક રકમ હુકમનામાના દેણદારના વર્ગ ઉપર વિચાર કરી ઠરાવવી.

માસીક ખોરાકીની રકમ જે સખસની દરખાસ્તથી હુકમનામું બજાવ્યું હોય તે સખસે કોરટના યોગ્ય અમલદારને દર મહીનાની પેહેલી તારીખ અવલ અગાઉ આપવી.

પ્રથમ જે રકમ આપવી તે ચાલતા માસના જેટલા દીવસ બાકી હોય તેટલાને વાસ્તે હુકમનામાના દેણદારને જેલમાં મોકલ્યા અવલ આપવી.

૩૪૦ હુકમનામાના દેણદારની જેલમાં ખોરાકી બાબત જે રકમ ભરવામાં આવશે તે હુકમનામામાં ખર્ચછે એમ સમજવું. પણ તે વસુલ કરવાને કોઈ સખસને કેદ અગર પકડવામાં આવશે નહી.

૩૪૧ હુકમનામાના દેણદારને નીચે લખેલા કારણોથી છોડવામાં આવશે.

( अ ) જો હુકમનામું પુરેપુરૂં પતે તો, અગર

( ब ) જેની અરજ ઉપરથી પકડવામાં આવ્યો હોય અને તે છોડવાની અરજ કરે તો, અગર

( क ) તે સખસ આગળ ફરમાવ્યા પ્રમાણે ખોરાકી આપવાને કસુર કરે તો, અગર

( ड ) આગળ ઠરાવ્યા પ્રમાણે દેણદાર નાદાર ઠરે તો, અગર

( इ ) કલમ ૩૪૨ મી પ્રમાણે કેદની મુદત પુરી થઈ હોયતો.

પણ પેહેલી, બીજી, ત્રીજી, અને ચોથી બાબતમાં હુકમનામાના દેણદારને કોરટના હુકમ શિવાય છોડવામાં આવશે નહી.

આ કલમ પ્રમાણે જે દેણદારને છોડવામાં આવ્યો હશે તે કાંઈ દેવામાંથી મુક્ત થતો નથી, પણ તેને તે બાબતમાં ફરીથી પકડવામાં આવશે નહી.

૩૪૨ હુકમનામું બજાવવામાં કોઈ સખસને છ માસ કરતાં વધારે મુદત સુધી કેદમાં રાખવામાં આવશે નહી અગર જો હુકમનામું રૂ૫૦) ની રકમ કરતાં વધારે નહી હોય

તો છ અઠવાડ્યા કરતાં વધારે મુદત સુધી કેદમાં રાખવામાં આવશે નહી.

૩૪૩ જે અમલદારને વારંટ બજાવવા આપવામાં આવેલું હોય તેને કેવી રીતે અને ક્યારે બજાવ્યું અને તેનો રીપોર્ટ કરવાને જે મુદત ઠરાવેલી હોય તો તે મુદત વીતી ગયાનું કારણ અગર તે વારટ ના બજાયું હોય તો તેનું કારણ લખી તે વારંટ કોરટમાં પાછું આપવું વિગરે.

---

## બાબ ૨૦ મો.

### નાદાર હુકમનામાના દેણદારો બાબત.

૩૪૪ કોઈ હુકમનામાના દેણદારને પકડવામાં આવ્યો હોય અગર કેદ કરવામાં આવ્યો હોય તો તે દેણદાર નાદાર છે એવું ઠરાવવાને તે અરજ કરી શકે છે.

આવી અરજ જે જીલાકોરટે તેને પકડવાનો અગર કેદ કરવાનો હુકમ કરયો હોય અગર તેવો હુકમ કરનારી જો જીલા કોરટ ના હોય તો તે કોરટ જે જીલા કોરટને તાબે હોય તે જીલાકોરટમાં કરવી.

૩૪૫ તે અરજીમાં નીચેની બાબત લખવી.

(અ) તે સખસને કેદ કરયાની અગર પકડ્યાની હકીકત, કેઈ કોરટના હુકમથી કેદ કરયો અને કેઈ જગો એ તે પેરામાં છે;

(घ) તેની મીલકતની કીમત, જાત, અને હકીકત, અને જો તે મીલકતની કીમત પઈશા પતા ના હોય તો;

(क) તેવી મીલકત જે જગા અગર જગાઓએ હોય તે;

(ङ) કોરટના સ્વાધીનમાં તે મીલકત આપવાની તેની ખુશી છે તે;

(इ) તેને કેટલું દેવું છે તેની વીગત; અને

(फ) લેહેણદારોના તેના જાણવા તથા માનવા પ્રમાણે નામ ઠામ.

૩૪૬ તે અરજી ઉપર દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા કરવી.

૩૪૭ કોરટે અરજીની સુનાવણી બાબત એક દીવશ ઠરાવવો અને તેની એક નકલ નોટીસ સાથે કોરટમાં ચોહોડવી તથા અરજદારના ખરચથી જે હુકમનામાવાળાની અરજ ઉપરથી તેને પકડવામાં આવ્યો હોય તેના ઉપર તથા તેની અરજીમાં બતાવેલા બીજા લેહેણદારો ઉપર તે બજાવવી અને કોરટની નજરમા આવે તો અરજદારના ખરચથી તે અરજી સરકારી ગેજીટમાં તથા વર્તમાન પત્રમા પ્રસિદ્ધ કરવી.

૩૪૮ વળી કોઈ બીજો સખસ તે અરજદારનો હું લેહેણદાર છું માટ મને સાંભળવો જોઈએ એવી કોરટની પરવાનગી મળવા અરજ કરતો હોય, તો તે સખસ ઉપર પણ કોરટને બાજબી લાગે તો અરજીની નકલ તથા નોટીસ બજાવવી.

૩૪૯ જ્યારે અરજદારને પકડી આણેલો હોય ત્યારે તેની બાબત કલમ ૩૫૦ પ્રમાણે તજવીજ થતાં સુધી તેને કેદમાં મોકલવાનો હુકમ કરવાને અગર તેને પકડવાનું વારંટ જે અમલદારને આપવામાં આવ્યું હોય તે અમલદારના પેહેરામાં રહેવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

૩૫૦ ઠરાવેલે દીવશે અગર જે દીવસે તે કામ બંધ રાખવામાં આવ્યું હોય તે દીવશે જે સખશો ઉપર નોટીસ બજાવવામાં આવી હોય તે સખસો અગર તેમના વકીલોની રૂબરૂ અરજદારને તપાસ્યા બાદ તથા સદરહુ લેહેણદારોની વિરૂધ તકરાર સાંભળ્યા બાદ કોરટની નજરમાં એમ આવે કે, હુકમનામાવાળા તથા લેહેણદારોને વિરૂધ પુરાવ ગુજારવાને મુદત આપવી જરૂર છે તો તે આપવાને કોરટ મુખત્યાર છે.

૩૫૧ જો કોરટની એવી ખાત્રી થાય કે:—

(अ) અરજીમાં લખેલી હકીકત ખરેખરી છે;

(ब) અરજદારે જે હુકમનામું બજાવ્યું હોય તે હુકમનામાનો દાવો દાખલ થયા પછી કાંઈ મીલકત લેણદારોની સાથે કપટ કરવાના ઈરાદાથી છુપાવી બીજાને આપી નથી અગર ખશેડી નથી;

(क) તેણે જાણીબુજીને દેવું આપવાને અશક્તીવાન હોય તેમ છતાં બદીકરાઈથી કરજ કાહાડે ગયો હોય અગર કાહાડે ગયો ના હોય અગર પોતાના લેહેણદારોમાંથી કોઈ

લેહેણદારને ગેરવ્યાજબી મીલકત આપી ના હોય;

(ઙ) અરજીની કોઈ બાબતમાં તેણે બદદાનત કરી ના હોય તો કોરટ તેને નાદાર ઠરાવી શકે છે, અને વળી દુરસ્ત લાગે તો તેની મીલકતનો વહિવટદાર ઠરાવી શકે છે, અગર જો વહિવટદાર ઠરાવવામાં ના આવે તોપણ તે નાદારને છોડી શકે છે.

૩૫૨ અરજીમાં લખેલા લેહેણદારો તથા બીજા સખસો જે એમ નાદારના લેહેણદારો બીજે એમ કહેતા હોય તેઓએ પોત પોતાના દાવાનો પુરાવ આપવો, અને કોરટે નક્કી કરવું કે નાદારનો કોણ કોણ લેહેણદાર છે, અને તેમનું કેટ કેટલું લેહેણું છે. પછી તે સખસોનું તથા લેહેણાનું શેડ્યુલ તૈયાર કરવું અને કલમ ૩૫૧ પ્રમાણે જે ઠરાવ થએલો હોય તે પ્રમાણે દરેક લેણદાર પોતાના લેહેણાને માટે હુકમનામું સમજવું. મજકુર શેડ્યુલની એક નકલ કોરટના મકાન ઉપર ચોહોડવી.

૩૫૩ મજકુર શેડ્યુલમાં જે લેહેણદારનું નામ દાખલ ના હોય તે શેડ્યુલ પ્રસિદ્ધ થયાની તારીખથી ત્રણ મહીનાની અંદર કોરટને અરજ કરે કે મારો તે નાદાર પાસે અમુક પઈસા બાબતનો દાવો છે, માટે તે શાબેત કરવાને પરવાનગી આપવી જોઈએ.

જે લેહેણદારનું નામ શેડ્યુલમાં દાખલ હોય તે શેડ્યુલ પ્રસિદ્ધ થયા તારીખથી ત્રણ મહીનાની અંદર કોરટને એવી

અરજ કરી શકે છે કે, મારા લેહેણાની હકીકત બાબતમાં ફેરફાર થવો જોઈએ અગર બીજા લેહેણદારોનું નામ કાહાડી નાંખવું જોઈએ વિગરે.

આ કલમ પ્રમાણે કોઈ અરજી કોરટને દુરસ્ત લાગે તો અરજદારના ખરચથી નાદારને તથા બીજા લેહેણદારને નોટીસો, આપી તેમની તકરારો સાંભળ્યા બાદ કોરટ મંજુર અગર નામંજુર કરવાને મુખત્યાર છે.

૩૫૪ કલમ ૩૫૧ પ્રમાણેના તમામ હુકમો સ્થાનિક સરકારી ગેજીટમાં પ્રસિદ્ધ કરવામાં આવશે, અને તેથી નાદારની મીલકત તેના વહિવટદારને મળશે.

૩૫૫ જે વહિવટદારો નીમવામાં આવશે તેણે કોરટ ફરમાવે તેટલા જામીન આપવા પડશે, અને તેને તમામ મીલકત પોતાના કબજામાં લેવી જોઈએ, અને તેણે તે મીલકત પોતાના કબજામાં લીધી એવું તે સર્ટીફીકટ આપે એટલે કોરટ પોતાની નજરમાં આવે તે શરતોની સાથે નાદારને પકડયો હોય ત્યાંહાંથી અગર કેદખાનામાંથી છોડવાને મુખત્યાર છે.

૩૫૬ તે વહિવટદારે નીચે લખેલી બાબતમાં કોરટના હુકમ પ્રમાણે કામ કરવું.

**(अ)** મીલકતના નાણાં કરવાં.

**(ब)** કરજ, દંડ વિગરે જે સરકારનું નાદાર પાસે હોય તે આપવું.

(क) હુકમનામાવાળાનું ખરચ આપવું.

(ड) બાકી રહે તે શીડ્યુલમાં દાખલ થએલા લેહેણદાશને ફાળા પડતાં વેહેંચી આપવું. પછી વહિવટદાર કોરટ ઠરાવે તેટલું તે કામ કરવા બદલ કમીશન લેશે, પરંતુ જે બાકી સદરહુ પ્રમાણે વેહેચવામાં આવે તે બાકીની રકમ ઉપર દર સેંકડે પાંચ ટકા કરતાં વધારે કમીશન હોવું નહી જોઈએ, અને કાંઈ વધારો વધે તો તે તેણે નાદારને અગર તેના કાયદાસર વારસ વકીલને આપવો.

૩૫૭ કોઈ નાદારને કલમ ૩૫૫ પ્રમાણે છોડી દેવામાં આવે તો તેને શીડ્યુલમાં દાખલ થએલા કરજ બદલ પકડવામાં અગર કેદ કરવામાં આવશે નહી, પરંતુ કલમ ૩૫૮ ના નિયમ સાથે તેણે જે મીલકત પ્રથમ અગર પાછળથી મેળવેલી હશે તે કોરટના હુકમથી જપ્તી અને વેચાણને પાત્ર થશે.

૩૫૮ જો શીડ્યુલમાં દાખલ થએલું દેવું રૂ૨૦૦) અગર તે કરતા ઓછી રકમનું હોય તો, કોરટ તે બાબતની જવાબદારીમાંથી મુક્ત કરવાને મુખત્યાર છે.

૩૫૯ કલમ ૩૫૦ પ્રમાણે સુનાવણી થતાં એવું શાબિત થાય કે, અરજદારે પોતાની અરજીમાં જે હકીકત લખી છે તે વિશે અગર પોતાની મીલકત બાબતમાં ગુન્હેગાર થઈ ચુકેલો છે તો કોરટ તેના લેહેણદારની ખાએશ ઉપરથી હુકમ કરયા તારીખથી એક વર્ષ સુધીની શિક્ષા કરી શકે છે, અગર

કોરટની નજરમાં આવે તો કાયદા પ્રમાણે તેની વ્યવસ્થા થવા માજીસ્ટ્રેટ તરફ મોકલવા મુખત્યાર છે.

૩૬૦ સ્થાનિક સરકાર સરકારી ગેજીટમાં જાહેરખબર છપાવી કલમ ૩૪૪ થી તે કલમ ૩૫૯ સુધી જીલ્લાકોરટને જે અખત્યાર આપવામાં આવેલો છે તે હરકોઈ કોરટને આપી શકે છે, અને જીલ્લાકોરટ કલમ ૩૪૪ પ્રમાણેનું કામ પોતાના જીલ્લામાંની હરકોઈ કોરટને મોકલી શકે છે.

જે કોરટને તેવો અખત્યાર આપવામાં આવેલો હોય તે હુકમનામું બજાવવાને જે સખસને પકડી આણેલો હોય તેની કલમ ૩૪૪ પ્રમાણેની અરજી લેઈ શકે છે.



# ભાગ ૨ જો.

## લગતાં કામો બાબત.

---

## બાબ ૨૧ મો.

### પક્ષકારનું મરણ, લગ્ન તથા નાદારી વિષે.

૩૬૧ વાદી કિંવા પ્રતીવાદીના મરણથી જો દાવાનું કારણ પોંહોંચતુ હશે તો, તે દાવો બંધ પડશે નહી.

૩૬૨ જો વાદી અગર પ્રતીવાદીયો વધારે હોય અને તેમાનો એકાદો મરણ પામે અને દાવાનું કારણ જે વાદી જીવતો હોય તેને પોંહોંચતુ હોય, અગર જે પ્રતીવાદીયો જીવતા હોય તેના વિરૂધ પોંહોંચતું હોય તે બાબત કોરટે દફતરમાં લખી જીવતા વાદી અગર વાદીયોની ખાએશ ઉપરથી અગર જે જીવતા પ્રતીવાદી અગર પ્રતીવાદીયો હોય તેના વિરૂધ તે દાવો ચાલશે.

૩૬૩ જો વાદીયો એક કરતાં વધારે હોય અને તેમાનો એક મરણ પામે અને દાવાનું કારણ જે વાદીયો જીવતા હોય તે એકલાને પોંહોંચતુ ના હોય પણ મરનાર વાદીના વારસ વકીલને તથા જીવતા વાદીયોને પોંહોંચતું હોય તો, તે વારસ વકીલોની અરજ ઉપરથી તેમને મરનારને ઠેકાણે દાખલ કરી દાવો મલાવવામાં આવશે.

૩૬૪ જો મરનાર વાદીના વારસ વકીલ તરીકે દાવો કરવાને કોરટને કોઈ સખ્સ અરજ કરે નહી તો, તે દાવો જીવતા વાદી અગર વાદીયો એકલાની ખાએશ ઉપરથી ચાલશે અને મરનાર વાદીના વારસ વકીલોને પ[illegible]કાર કરવામાં આવશે, બાદ તેમાં જે હુકમનામું કરવામા આવશે તેઓનો હક્ક સબંધ તથા બંધણી જે પ્રમાણે તેઓ જીવતા વાદી અગર વાદીયોની સાથે રહી દાવો ચલાવ્યો હોય તે પ્રમાણે ચાલશે.

૩૬૫ એકનો એક વાદી જીવતો રહી તેને દાવાનું કારણ પોંહોંચતું હોય તો તે વાદી મરણ પામે ત્યારે તેના કાયદેસર વારસ વકીલની અરજ ઉપરથી તેનું નામ વાદીને ઠેકાણે દફતરમાં દાખલ કરવાને કોરટ મુખ્ત્યાર છે, અને તે ઉપરથી દાવો ચાલશે.

૩૬૬ ઉપલી કલમ પ્રમાણે કોઈ વારસ વકીલ અરજ નહી કરે તો કોરટે તે દાવો બંધ કરવાનો હુકમ કરવો, અને પ્રતીવાદીનું જે ખરચ થએલું હોય તે મરનાર વાદીની મીલકતમાંથી અપાવવું.

અગર કોરટની નજરમાં દુરસ્ત લાગે તો પ્રતીવાદીની અરજ ઉપરથી ખરચ વિગરેનો ઠરાવ કરી મરનાર વાદીના વારસ વકીલને સામેલ કરવા અગર દાવાનો છેવટ નીકાલ થાય તે ચલાવવાના કારણસર અગર તે બેઉ કારણસર બીજો હર કાંઈ હુકમ કરી શકે છે.

૩૬૭ મરનાર વાદીનો કોણ વારસ છે એવી તકરાર ઉત્પન્ન થાય તો તે બાબતમાં કોરટ બીજા દાવામાં નક્કી થાય ત્યાંહાં સુધી તો કામ બંધ રાખવાને અગર મુકરદમાની સુનાવણી થતાં પેહેલાં અગર તે દીવશે મરનારનો વારસ ઠરાવવાને મુખત્યારછે.

૩૬૮ જો એક કરતાં વધારે પ્રતીવાદી હોય અને તે હુકમનામું કરતાં મરી જાય અને બાકી રહેલા જીવતા પ્રતીવાદી અગર પ્રતીવાદીયો વિરૂદ્ધ દાવાનું કારણ પોંહોંચતું ના હોય, અને એકનો એક પ્રતીવાદી મરી જાય અગર જીવતો રહેલો પ્રતીવાદી મરી જાય તો, વાદી કોરટને તેના વારસ વકીલનું નામ, ઠામ અને વર્ણન લખી આપી અરજી કરે કે તેમને મરનાર પ્રતીવાદીની જગોએ દાખલ કરવા જોઈએ, તે ઉપરથી કોરટે તેમનાં નામ ઠામ વિગરે દફતરમાં દાખલ કરવા હુકમ કરવો વિગરે.

૩૬૯ કોઈ વાદી અગર પ્રતીવાદી સ્ત્રી હોય તો તેનું લગ્ન થવાથી દાવો બંધ પડશે નહી પણ તેનો ફેસલો થતાં સુધી તે ચાલશે, અને જો હુકમનામું સ્ત્રી પ્રતીવાદી વિરૂદ્ધ કરવામાં આવે તો તે એકલીના ઉપર બજી શકશે, પણ જો ધણી કાયદા પ્રમાણે પોતાની ઓરતના કરજનો જવાબદાર થતો હશે તેના ઉપર કોરટની પરવાનગી સાથે હુકમનામું બજી શકે છે. અને સ્ત્રીના તરફમાં હુકમનામું થયું હશે તો કોરટની પવાનગી સાથે તેના ધણીની અરજી ઉપરથી બજી શકશે. પણ

તે પ્રસંગે ધણી કાયદા પ્રમાણે તે હુકમનામાની બાબતમાં હક દાર હોવો જોઈએ.

૩૭૦ કોઈ દાવામાં વાદી નાદાર થયો છે અગર દેવાળું કાહાડ્યું છે એવું તેનો અસાઈની તથા કલમ ૩૫૧ પ્રમાણે નીમાએલો વહિવટદાર તેના લેહેણદારોના ફાયદા માટે કહે તેથી તે દાવાને હરકત થતી નથી, પણ જો તે અસાઈની અગર વહિવટદાર તે દાવો ચલાવવાને અને કોરટની ઠરાવેલી મુદતમાં ખરચના જામીન આપવાને ના પાડે તો તે દાવાને હરકત થાય છે.

જો અસાઈની અગર વહિવટદાર દાવો ચલાવવાને તથા ફરમાવેલી વખતમાં ખરચ આપવામાં કસુર કરે અગર ના કહે તો તે દાવો વાદીએ દેવાળું કાહાડ્યું છે અગર નાદાર થયો છે માટે કાહાડી નાંખવો જોઈએ એવી અરજ પ્રતીવાદી કરી શકે છે, અને કોરટ તે દાવો કાહાડી નાંખવાને તથા પ્રતીવાદીને થએલું ખરચ અપાવવાને મુખત્યાર છે.

૩૭૧ જ્યારે કોઈ દાવો આ બાબ પ્રમાણે બંધ પડે અગર કાહાડી નાંખવામાં આવે તો તેના તેજ કારણથી નવો દાવો ચાલશે નહી, પણ કોઈ મરનાર દેવાળીયા અગર નાદાર વાદીનો કોઈ સખસ કાયદેસર વારસ વકીલ થવાને દાવો રાખતો હોય, અને તે દાવો બંધ પડ્યા બાબત તથા કાહાડી નાંખ્યા બાબતનો હુકમ રદ કરવા બાબત અરજ કરી એમ

શાબેત કરી આપે કે, કોઈ પાકા સબબથી તેને દાવો ચ-લાવવાને અટકાવ થયો હતો, તો કોરટ તે હુકમ પોતાની નજરમાં આવે તેવી શરતથી અગર બીજી રીતે રદ કરવો.

૩૭૨ દાવો ચાલતો હોય તે દરમિયાનમાં કોઈ હક સબંધ આસાઈન કરવામાં, ઉત્પન્ન કરવામાં, અગર આપવામાં આવે તો, તે દાવો કોરટની પરવાનગી કે જે પક્ષકારોની કબુલત સાથે અગર તેમના ઉપર નોટીસો બજાવ્યા બાદ તથા તેમને કાંઈ હરકત હોય તે સાંભળ્યા પછી આપવામાં આવી હોય તો, તે દાવો તેમના તરફમાં અગર તેમના ઉપર ચાલી શકે છે.

---

## ભાગ ૨૨ મો.

### દાવા ખેંચી લેવા તથા પતી જવા બાબત.

૩૭૩ જો દાવો દાખલ થયા પછી વાદી અરજ કરી અમુક સબબ બતાવે તો, તે દાવો ફરીથી કરવાની પરવાનગી સાથે કાહાડી લેવાનો હુકમ કરવાને કોરટ મુખત્યાર છે.

જો ફરી દાવો કરવાની પરવાનગી આપવામાં ના આવે તો કોરટ ઠરાવે તે પ્રમાણે ખરચનો જવાબદાર થશે, અને તેને બીજો દાવો કરવાને અટકાવ પડશે. આ કલમથી એમ નહી સમજવું કે કેટલાક વાદીયોમાંથી એક વાદીને બીજા વાદીયોની કબુલત શિવાય પરવાનગી આપવાને કોરટ મુખત્યાર છે.

૩૭૪ ઉપર કહેલી કલમ મુજબ મળેલી પરવાનગીથી જે નવો દાવો બાંધવામાં આવે તે દાવામાં વાદી મુદતનો કાયદો જાણે તેણે પ્રથમ દાવો કરચોડ્યા નથી તે પ્રમાણે બંધનકારક છે.

૩૭૫ જો કોઈ કાયદેસર કરારથી અગર સમજુતથી દાવાનો ફેંસલો થાય અગર પ્રતીવાદી દાવાની બાબત પતાવે તો તે કરાર અગર સમજુત કોરટમાં દાખલ કરવી. અને કોરટે તેમાં જેટલી દાવાને લગતી હોય તે પ્રમાણે હુકમનામું કરવું, અને તે હુકમનામું છેવટનું સમજવું.

---

## બાબ ૨૩ મો.

### કોરટમાં પૈસા ભરવા વિષે.

૩૭૬ કોઈ લેહેણું અગર નુકશાન લેવાના દાવામાં પ્રતીવાદી દાવો ચાલતાં દરમિયાનમાં હરકોઈ વખતે તમામ દાવો પુરો કરવાને તેની નજરમાં જેટલી રકમ આવે તેટલી અનામત કોરટમાં મુકવાને મુખત્યાર છે.

૩૭૭ અનામત મુકયાની નોટીસ પ્રતીવાદીએ વાદીને આપવી, અને તે અનામતની રકમ જો કોરટ બીજી રીતે ફરમાવે નહી તો, વાદીની અરજી ઉપરથી તેને આપવી.

૩૭૮ વાદીને અનામત બાબતની નોટીસ પોહોંચે તે તારીખથી અનામત મુકેલી રકમ ઉપર વ્યાજ અપાવવામાં આ-

વશે નહી, પછી તે રકમ દાવો પુરો થાય તેટલી હોય અગર ઓછી હોય તેની ચીંતા નહી.

૩૭૯ જો વાદી પોતાના દાવાનો કોઈ ભાગ કબુલ કરે અને બાકીને માટે દાવો ચલાવે, અને કોરટ એમ ઠરાવે કે જે અનામત રકમ મુકવામાં આવેલી હતી તે વાદીનો દાવો પુરો કરવાને બસ હતી, તો તે અનામત મુક્યા પછી વાદીએ જે ખરચ કરેચું હોય તથા તે મુકતાં પેહેલાં દાવો વધારે કરી જે ખરચ કરેચું હોય તે વાદીએ આપવું જોઈએ.

જો વાદી તે રકમ પોતાના દાવામાં પુરે પુરી સમજી લે તો તે મતલબની કોરટને હકીકત આપવી જોઈએ, અને તે હકીકત ફાઈલ કરીને કોરટ તે પ્રમાણે ફેંસલો કરશે, પણ ખરચનો ઠરાવ કરતી વખતે કજીયો ચલાવવામાં કિયા પક્ષકાર ઘણો ઠપકો આપવા લાયક છે તેનો ઠરાવ કોરટે કરવો જોઈએ.

---

## બાબ ૨૪ મો.

### ખરચ વિષે જામીન લેવા બાબત.

૩૮૦ જો કોઈ દાવામાં તે દાવો કરતી વખતે અગર ત્યાર પછી એમ માલમ પડે કે તે દાવાનો એકનો એક વાદી અગર વધારે વાદીઓ હોય તો તે તમામ વાદીઓ હિં-

દુસ્તાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યની બાહાર રહે છે, અને દાવાવાળી મીલકત શિવાય હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યમાં તેની બીજી કાંઇ સ્થાવર મીલકત ના હોય તો, તે વાદીના અગર વાદીઓના પ્રતીવાદીના ખરચના જામીન માગવા.

૩૮૧ જો ઠરાવેલી મુદતમાં જામીન આપવામાં ના આવે અને કલમ ૩૭૩ પ્રમાણે વાદીને અગર વાદીઓને દાવાની અરજી કાહાડી લેવાની પરવાનગી આપવામાં ના આવી હોય તો, કોરટે તે દાવો કાહાડી નાંખવો.

૩૮૨ જો કોઈ સખસ હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારનું રાજ્ય એવી હકીકતથી છોડતો હોય કે જે વખતે તેની પાસે ખરચ માગવામાં આવે તે વખતે તે હશે નહી એવો સંભવ જણાય છે, તો તે કલમ ૩૮૦ પ્રમાણે હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યની બાહાર રહે છે એમ સમજવો.

---

## બાબ ૨૫ મો.

### કમીશન વિષે.

### (अ) સાક્ષીઓને તપાસવાના કમીશન વિષે.

---

૩૮૩ કોરટની હકુમતની અંદર જે સખસોને આ કાયદા પ્રમાણે કોરટમાં આવવાની માફી આપેલી હોય અગર માંદગી અગર અશક્તીના કારણથી કોરટમાં આવવાને અશ-

કત હોય તો, કોરટ સવાલપત્રથી અગર બીજી રીતે તપાસવાને કમીશન કાહાડવાને મુખત્યાર છે.

૩૮૪ આવો હુકમ કોરટ પોતાની મેળે અગર પક્ષકાર અગર સાક્ષીની અરજ ઉપરથી કરી શકે છે. પણ તે અરજીના આધારમાં આફીડેવીટ હોવી જોઈએ.

૩૮૫ જે કોરટ કમીશન કાહાડતા હોય તે કોરટની સ્થાનિક હકુમતમાં રહેનાર કોઈ સખસને તપાસવાને કમીશન કાહાડવું હોય તો કોરટ પોતાને યોગ્ય લાગે તે સખસને તે કમીશન આપી શકે છે.

૩૮૬ હરકોઈ કોરટ હરકોઈ દાવામાં જે સખસ કોરટની સ્થાનિક હકુમત બાહાર રહેતો હોય અગર જે સખસ કોરટની હકુમતમાં હોય, પણ તેને કોરટમાં તપાસવાનો હોય તે તારીખ પેહેલાં કોરટની હકુમતમાંથી જવાનો હોય તથા સરકારના શીવીલ તથા મીલીટરી અધિકારીઓ જે સરકાર નોકરીને હરકત થયા વિના કોરટમાં આવી શકતા નથી એવું જડજની નજરમાં આવે તો કમીશન કાહાડી શકે છે વિગરે.

૩૮૭ હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજની બાહાર કોઈ સખસ રહેતો હોય, અને તેની શાહેદી લેવાની કોરટને જરૂર હોય તો, અરજ ઉપરથી તેની શાહેદી સારૂ કોરટ કમીશન કાહાડી શકે છે.

૩૮૮ જે કોરટમાં કમીશન મોકલવામાં આવે તે કોરટે

કમીશનથી શાહેદી લેવી.

૩૮૯ કમીશનનો અમલ કરયા પછી શાહેદી સુધાં જે કોરટે કમીશન મોકલ્યું હોય તે કોરટ તરફ પાછું મોકલવું, પણ કોરટે બીજી રીતે ફરમાવ્યું હોય તો તેમ કરવું.

૩૯૦ કમીશનથી શાહેદી લેવામાં આવી હોય તે પક્ષકાશની કબુલત શિવાય પુરાવમાં વાંચવામાં આવશે નહી, પણ જો તે શાહેદી આપનાર શાહેદ કોરટની હકુમત બાહાર હોય અગર મરણ પામેલો હોય વિગરે કારણો કોરટ નહી જોતાં તે લીધેલી શાહેદી કામના પુરાવમાં વાંચવાનો ઠરાવ કરે તો તે પ્રમાણે વાંચી શકાય છે.

૩૯૧ આગળ કમીશન બજાવવા તથા પાછાં મોકલવા જે ઠરાવ કરેલો છે તે હાયકોર્ટ શિવાય બધી કોર્ટને લાગુ થાય છે.

(ખ) સ્થાનિક તજવીજ કરવા બાબત કમીશન.

૩૯૨ કોઈપણ દાવામાં અમુક તકરારી હકીકત સમજાવાને અગર મીલકતની બજાર કીમત નકી કરવા વિગરે કારણસર સ્થાનિક તજવીજ કરવાની જરૂર હોય અને જડજ જાતે સુગમ રીતે કરી શકે એવું ના હોય તો, તેઉ પોતાની નજરમાં આવે તેના ઉપર તે બાબત તજવીજ કરી રીપોર્ટ કરવાનું કમીશન કાહાડી શકે છે. પણ જયારે સ્થાનિક સરકારે એ બાબત નિયમ કરેલા હોય તેથી તે કોરટ બંધાએલા છે.

૩૯૩ આ પ્રમાણે સ્થાનિક તજવીજ કરયાબાદ લીધેલી

શાહેદી પોતાના રીપોર્ટ સાથે કમીશનરે મોકલી હવી ને રીપોર્ટ તથા શાહેદી દાવામાં પુરાવ થશે. પણ કોરટ અગર કોઈ પક્ષકાર કોરટની પરવાનગી સાથે ખુલ્લી કોરટમાં કમીશનની બાબતમાં તપાસી શકે છે.

(क) હિસાબ તપાસવાનું કમીશન.

૩૯૪ કોઈ કામમાં હિસાબ નક્કી કરવાનો અગર તપાસવાનો હોય તો, કોરટ પોતાની નજરમાં દુરસ્ત લાગે તે સખસને હિસાબ તપાસવા અગર નક્કી કરવા કમીશન આપી શકે છે.

૩૯૫ કોરટે તે કમીશનરને પોતાના પ્રોસીડીંગનો જે ભાગ જરૂર હોય તથા જે વિગતવાર હકીકતની જરૂર હોય તે કમીશનરને આપવી. કમીશનરનું પ્રોસીડીંગ જો કોરટને ખાત્રી નહી થવાનો સબબ નહીં હોય તે પુરાવમાં લેવાશે.

(ड) વેહેંચણ કરવા બાબત કમીશન.

૩૯૬ સરકારને મેહેસુલ આપતી નહી હોય એવી સ્થાવર મીલકતની વેહેંચણ કરવી કોઈ દાવામાં કોરટને જરૂર જણાય તો, તે કારણસર કોરટને દુરસ્ત લાગે તે સખસને કમીસન આપી શકે છે.

તે કમીશનરોએ મીલકત નક્કી કરી તપાસવી અને હુકમમાં ફરમાવ્યા પ્રમાણે તેના હિસ્સા પાડી દરેક પક્ષકારને વેહેંચી આપવા. અને જો અખત્યાર આપવામાં આવ્યો હોય તો હિસ્સાની કીમત સરખી કરવાને કાંઈ રકમ અપાવવી.

બાદ કમીસનરોએ રિપોર્ટ તૈઆર કરી સહી કરવી. જો તે રિપોર્ટ પક્ષકારો જે હરકતો લે તે સાંભળ્યા બાદ મંજુર કરવામાં આવેતો તે પ્રમાણે હુકમનામું કરવું નહી તો તે રદ કરવું.

૩૯૭ કમીસન કાહાડતાં પેહેલાં કોરટને વ્યાજબી જણાય એટલું ખરચ આપવા ફરમાવે તે જે પક્ષકારની ખાએશથી કાહાડવામાં આવ્યું હોય તે પક્ષકારે આપવું

૩૯૮ આ બાબ પ્રમાણે જે કમીસન નીમવામાં આવે તેને બીજી રીતે ફરમાવવામાં ના આવેતો, તેમણે પક્ષકારો અગર શાહેદીઓ રજુ થાય અગર કરવામાં આવે અગર કમીશનરની નજરમાં જેને તપાસવાની જરૂર લાગે તેને તપાસવો તથા દસ્તાવેજ વિગરે તજવીજને લાગતું હોય તે પણ તપાસવું અને કાંઈ જમીન અગર ઈમારત હુકમમાં બતાવેલી હોય તેમાં હરકોઈ યોગ્ય વખતે જવું.

૩૯૯ શાહેદી વિગરે તપાસવા બાબત તથા તેમને હાજર થવા બાબત આ કાયદામાં જે નિયમ છે તે કમીસનરની રૂબરૂના શાહેદી વિગરેને લાગુ થશે.

૪૦૦ આ બાબ પ્રમાણે જ્યારે કમીશન કાહાડવામાં આવે ત્યારે કોરટે ફરમાવવું કે કમીસનરની રૂબરૂ દાવાના પક્ષકારોએ જાતે અગર તેમના એજંટ અગર તેમના વકીલોની મારફતે હાજર રેહેવું અને જો પક્ષકારો હાજર નહી રહે તો કમીશનર એક તરફી કામ ચલાવશે.

# ભાગ ૩ જો.

## અમુક બાબતના દાવા વિષે.

## બાબ ૨૬ મો.

### નાદારના દાવા.

૪૦૧ નીચે લખેલા નિયમોની સાથે હરકોઈ દાવો નાદાર કરી શકે છે.

ખુલાસો—જે સખસને દાવાની અરજીની ફી આપવાને જોઈતું સાધન હોતું નથી અગર જ્યારે તેવી ફી લેવાને ઠરાવવામાં ના આવ્યું હોય ત્યારે તેના જરૂરીઆત પેહેરવાનાં લુગડાં તથા દાવાવાળી મીલકત શિવાય એકસો રૂપીઆની કીમતની મીલકતનો હકદાર તે ના હોય તે.

૪૦૨ ન્યાત, આબરૂ, નીંદા, અને ગાળો અગર હુમલાના કંપનસેશન બાબતનો દાવો નાદારીમાં ચાલશે નહી.

૪૦૩ નાદારે નાદારીમાં અરજી કરવાને પરવાનગી મળવાને લખેલી અરજી કરવી અને તેમાં કલમ ૫૦ પ્રમાણે દાવાની અરજીમાં જે હકીકત લખવાની છે તે તમામ લખવી, અને તેની સાથે તેની સ્થાવર કિંવા જંગમ મીલકત જે હોય તેની આશરાની કીમત લખી તે સાથે તેની ઈયાદ આપવી અને તે ઉપર દાવાની અરજી પ્રમાણે સહી તથા પ્રતિજ્ઞા કરવી.

૪૦૪ કલમ ૩૬ માં ઠરાવ છતાં પણ સદરહુ અરજી અરજદારે પોતાની જાતે આપવી, પણ જો તે કલમ ૬૪૦ અગર ૬૪૧ પ્રમાણે માફી મળેલો સખસ હોય તો તે અરજી તેનો કબુલ કરેલો મુખત્યાર કે જે તમામ જરૂરના સવાલનો જવાબ દેઈ શકે અને જેને અરજદાર પ્રમાણે તપાશી શકાય તે પણ આપી શકે.

૪૦૫ જો કલમ ૪૦૩ અને ૪૦૪ પ્રમાણે આ અરજી આપવામાં આવે નહી, તો તે કોરટે નામંજુર કરવી.

૪૦૬ જો સદરહુ પ્રમાણે અરજી આપવામાં આવે તો જડજે અરજદારને અગર તેના એજંટને દાવાની બાબતમાં તથા અરજદારની મીલકતની બાબતમાં તપાસવો. જ્યારે અરજી અરજદારના મુખત્યારે આપેલી હોય અને કોરટની નજરમાં દુરસ્ત લાગે તો ગેરહાજર શાહેદીની શાહેદી જે કમીશનથી લેવાય છે તે પ્રમાણે અરજદારને કમીશનથી તપાસી શકાય છે.

૪૦૭ આ પ્રમાણે તપાસ કરતાં જો કોરટને એમ જણાય કે અરજદાર નાદાર નથી અગર અરજી કરતાં પેહેલાં બે મહિનાની અંદર તેણે પોતાની મીલકતની વ્યવસ્થા કપટથી કરેલી છે અગર આ બાબનો ફાયદો લેવાને કરેલી છે અગર તેના કહેવા ઉપરથી દાવો કરવાને હક પચેલો જણાતો નથી અગર દાવાવાળી બાબત સબંધી કોઈ બીજાની

સાથે એવો કરાર કરેલો છે કે જેથી તે દાવાનો હક સબંધ બીજાને મળેલો છે, તો તે કોરટે તે અરજી નામંજુર કરવી.

૪૦૮ જો કોરટને એમ માલુમ પડે કે કલમ ૪૦૭ માં બતાવેલા કોઈ સબબ પ્રમાણે અરજી નામંજુર થઈ શકતી નથી તો, કોરટે અરજદારની નાદારી બાબત પુરાવો લેવાને તથા તે નાદાર નથી તેવો પુરાવ લેવાને સામા પક્ષકારને તથા સરેકારને ઓછામાં ઓછી ૧૦ દીવશની નોટીસ આપવી.

૪૦૯ સદરહુ ઠરાવેલે દીવશે અગર જ્યારે સુગમ પડે ત્યારે કોરટે પક્ષકારોએ જે શાહેદી ગુજારેલા હોય તે તપાસવા અને અરજદારને તથા એના એજંટને આડાઅવળા સ્વાલ કરવાને કોરટ મુખ્યાર છે. અને તેમની શાહેદીના મતલબની યાદદાસ્ત કોરટે લખી લેવી.

વળી કોરટ બેઉ પક્ષકારની તકરારો સાંભળી અરજદાર નાદાર છે કિંવા નહી તેનો ઠરાવ કરવો.

૪૧૦ જો અરજી મંજુર કરવામાં આવે તો તે ઉપર નંબર પાડી નોંધવી અને તે તમામ રીતે બાબ ૫ મામાં બતાવ્યા પ્રમાણે દાખલ થએલો દાવો ગણશે. પરંતુ અરજી ઉપર તથા વકીલના વકીલાતનામા ઉપર તથા દાવા સબંધી બીજી કોરટ ફીનો વાદી જવાબદાર થશે નહી.

૪૧૧ જો વાદી પોતાના દાવામા જીતે તો જાણે તેને નાદારીમાં દાવો કરવાની પરવાનગી આપવામાં ના આવી હોત

અને કોરટ ફી તેની પાસેથી લેત તે પ્રમાણે ગણી દાવામાં તે દાખલ કરવી, અને જે સખસને તે આપવી એવું કોરટ ઠરાવે તેની પાસેથી સરકારે આ કાયદા પ્રમાણે દાવાનું ખરચ જે પ્રમાણે વસુલ થાય છે તે પ્રમાણે વસુલ કરી લેવું.

૪૧૨ જો વાદી પોતાનો દાવો હારે અગર તે નાદાર નથી એમ ઠરે તો કોરટે તે વાદીને અગર કલમ ૩૨ પ્રમાણે સામેલ કરેલા સહવાદીને કોરટ ફી આપવાને ફરમાવવું. અને જો કોરટને એમ જણાય કે દાવો હેરાન કરવાના કારણસર કરેલો છે તો કોરટ વાદીનો રૂ૧૦૦) સુધી દંડ અગર એક માસ સુધી કેદ અગર બેઉ વાનાં કરવાને મુખત્યાર છે.

૪૧૩ અરજદારની નાદારીમાં દાવો કરવાની અરજી નામંજુર કરવામાં આવે તો તેવીજ બીજી અરજી ચાલશે નહી, પણ તે અરજીના વિરૂધ તકરાર કરવામાં સરકારને જે કાંઈ ખરચ થયું હોય તે જો અરજદાર પ્રથમ આપે તો તે બાબત સામાન્ય રીતે દાવો કરી શકે છે.

૪૧૪ પ્રતીવાદી અગર સરકારી વકીલની વિરૂધ તકરાર બાબત વાદીને એક અઠવાડ્યાની લખેલી નોટીસ આપવી ને તે અરજ ઉપર જો દાવો હેરાન કરવાના કારણસર અગર યોગ્ય રીતે ચલાવવાનો હોય અગર તેને સાધન એવી રીતનાં હોય કે તેને નાદારીમાં દાવો ચલાવવો ના જોઈએ અગર તેને કરાર કરી દાવાવાળી બાબ-

તમાંનું હીત બીજા કોઈને આપેલું હોય તો, કોરટ વાદી ના-દાર નથી એમ ઠરાવી શકે છે.

૪૧૫ નાદારીમાં અરજી કરવાનું તથા તે વિષે તજવીજ કરવાનું ખરચ દાવાનું ખરચ સમજાવુ.

---

## બાબ ૨૭ મો.

### સરકાર અગર સરકારી નોકરના અગર તેમના ઊપરના દાવા.

૪૧૬ સરકારને અગર સરકાર ઉપર દાવા કરવા હોય તો તે સેક્રેટરી આફ સ્ટેટ ફોર ઇંડ્યા ઈનકૌંસીલના નામથી કરવા.

૪૧૭ જે સખસોનો હોદ્દો હોય અગર બીજી રીતે સર-કાર તરફથી ઈનસાફ સબંધી કામ કરવાને ઠરાવેલા હોય તો તેમને આ કાયદા પ્રમાણે હાજર થવાને તથા બીજાં અમુક કામ કરવાને તથા અરજી કરવાને કબુલ કરેલા મુખત્યાર સમજવા.

૪૧૮ સેક્રેટરી આફ સ્ટેટ ફોર ઇંડ્યા ઈનકૌંસીલને દાવા કરવા હોય ત્યારે વાદી તરીકે નામ, વર્ણન અને રેહેઠાણ લખવાને બદલે ધી સેક્રેટરી આફ સ્ટેટ ફોર ઇંડ્યા ઈનકૌં-સીલ એટલું લખવામાં આવશે એટલે બસ છે.

૪૧૯ દરેક કોરટમાં સરકારી વકીલ સરકાર તરફથી સે-ક્રેટરી આફ સ્ટેટ ઈનકૌંસીલ વિરૂદ્ધ જે પ્રોસેસો કાહાડવામાં

આવેલાં હોય તે લેવાને સરકારી વકીલ એજંટ છે.

૪૨૦ સેક્રેટરી આફ ઈનકૌંસીલને દાવાનો જવાબ દેવાને સારૂ કોરટ યોગ્ય વખત આપવો.

૪૨૧ જે કામમાં સરકારી વકીલ સાથે સેક્રેટરી આફ ઈંડ્યા ઈન કૌંસીલ તરફથી અગત્યના સવાલના જવાબ દેઈ શકે એવો કોઈ સખસ આવેલો ના હોય ત્યારે તેવા સખસને હજર થવાને કોરટ ફરમાવી શકે છે.

૪૨૨ જ્યારે પ્રતીવાદી કોઈ સરકારી નોકર હોય તો કોર્ટ જે આફીસમાં પ્રતીવાદી નોકર હોય તે આફીસના ઉપરી તરફ તે પ્રતીવાદીને સમન્સ પોહોંચાડવા મોકલી શકે છે. પણ જો કોરટને એમ માલમ પડે કે તે પ્રમાણે બજાવવાને સુગમ નથી તો તેમ કરવું નહી.

૪૨૩ સરકારી નોકરને સમન્સ મળતાં તેની નજરમાં એમ આવે કે દાવાની અરજીનો જવાબ આપતાં પેહેલાં સરકારને પુછવું જરૂર છે, તો તે પુછવા તથા તેનો જવાબ મળવાને જે મુદત જોઈએ તેટલી મુદત મળવા કોરટને તે અરજ કરી શકે છે, અને કોરટ જેટલી બ્યાજબી લાગે તેટલી મુદત આવી અરજ ઉપરથી આપવાને મુખત્યાર છે.

૪૨૪ સેક્રેટરી આફ ઈંડ્યા ઈન્કૌંસીલ અગર કોઈ સરકારી નોકર ઉપર દાવો દાખલ કરવો હોય તો તે દાખલ કરતાં પેહેલાં સેક્રેટરી આફ ઈંડ્યા ઈનકૌંસીલના દાવામાં બે મહીના પેહેલાં

એક લખેલી નોટીસ સ્થાનિક સરકારનાસે ફેરીને અગર જીલાના કલેકટરને આપેલી જોઈએ. અગર તેમની આફીસમાં મુકેલી જોઈએ. અને સરકારી નોકર ઉપરના દાવામાં તેની નોટીસ તે નોકરને આપેલી જોઈએ અગર તેની આફીસમાં મુકેલી જોઈએ. આ નોટીસમાં દાવાનું કારણ તથા જે વાદી દાવો કરવાનો ઇરાદો રાખતો હોય તેનું નામ તથા ઠેકાણું લખવું. જ્યારે દાવો કરવામાં આવે ત્યારે દાવાની અરજીમાં લખવુંજ જોઈએ કે આવી નોટીસ આપવામાં આવી હતી.

૪૨૫ આવાં દાવામાં પકડવાનું વારંટ જીલાકલેકટરના અનુમત વગર કાહાડવું નહી.

૪૨૬ કોઈ સરકારી નોકર ઉપરના દાવાનો જવાબ દેવાને સરકાર માથે લે તો સરકારી વકીલને હાજર થઈ જવાબ દેવાનો અખત્યાર મળવાથી તે વકીલે કોરટને અરજ કરવી, અને તે અરજ ઉપરથી તેના અખત્યાર વિશે કોરટે નોંધી રાખવું.

૪૨૭ ઠરાવેલે દીવશે અગર તે પેહેલા હાજી અરજી કરવામાં ના આવે તો, ખાનગી સખસોની વચ્ચે ફરિયાદ હોય તે પ્રમાણે દાવો ચાલશે. પણ પ્રતીવાદીને હુકમનામાની બજાવણી શિવાય પકડવો નહી તેમ તેની મીલકત જપ્ત કરવીનહી.

૪૨૮ કોઈ સરકારી નોકર ઉપર દાવો હોય ત્યારે જો તે કોરટની ખાતરી કરી આપે કે સરકારી નોકર

રીને હરકત થયા શિવાય હું કોરટમાં હાજર થઈ શકું એવું નથી, તો કોરટે તેને માફી આપવી.

૪૨૯ જયારે હુકમનામું સેક્રેટેરી આફ ઈન્ડીઆ ઈનકોંસીલ અગર સરકારી નોકર ઉપર હોય ત્યારે તે હુકમનામામાં તે હુકમનામું અમુક મુદતમાં પતાવવું એવું બતાવવું અને જો તે મુદતમાં પતાવવામાં ના આવે તો કોરટે સ્થાનિક સરકારના હુકમ સારૂ રીપોર્ટ કરવો, પણ જો રીપોર્ટની તારીખથી ત્રણ મહીના સુધી તે હુકમનામું પત્યા વિના રહે તો તે બજાવી સકાશે.

---

## ભાગ ૨૮ મો.

### પરદેશી માણસના દાવા તથા પરરાજય અને દેશી રાજાઓના અગર તેમના વિરૂદ્ધના દાવા.

૪૩૦ પરરાજયના દુશમનો જે ગવરનર જનરલ ઈનકોંસીલની પરવાનગી સાથે હિંદુસ્થાનમાં અંગ્રેજ સરકારના રાજયમાં રહેતા હોય, અને દોસ્તી રાખનાર પરદેશના માણસો જાણે તેઓ મહારાણીની રઈયત હોય તે પ્રમાણે હિંદુસ્થાનમાં અંગ્રેજ સરકારના રાજની કોરટોમાં દાવા કરી શકે છે.

૪૩૧ જે પરરાજયનું સ્વસ્થાન મહારાણીએ અગર ગવરનર જનરલ ઈનકોંસીલે કબુલ કરયું હોય અને દાવાનો હેતુ તે સ્વસ્થાનના ઉપરીના અગર તેની રઈયતના ખાનગી

હુકો અમલમાં લાવવાનું હોય તો, તે પરરાજ્યનાં સ્વસ્થાન હિંદુસ્થાનના ઈંગ્રેજ સરકારના રાજ્યની કોરટમાં દાવો કરી શકેછે.

૪૩૨ કોઈ રાજાની અરજી ઉપરથી સરકારના હુકમથી કોઈ સખસને દાવા ચલાવવાને તથા જવાબ દેવાને તે રાજા તરફથી નીમવામાં આવ્યો હોય, અને તે ઈંગ્રેજ સરકારના હિંદુસ્થાનના રાજ્યની બાહાર અગર માંહી રહેતો હોય, તોપણ તે રાજા તરફથી હાજર થવાને તથા અરજી કરવાને તથા આ કાયદા પ્રમાણે તમામ કામ કરવાને કબુલ કરેલો એજંટ છે એમ સમજવો.

૪૩૩ કોઈ રાજા અગર એલચી જે પરરાજ્ય તરફથી હોય તેના ઉપર સરકારના સેક્રટરીની સહીવાળી કબુલતથી જીલ્લાકોરટમાં દાવો ચાલી શકશે પણ જો તે રાજા અગર એલચીએ જે સખસ દાવા કરવાની ઈચ્છા રાખતો હોય તેના ઉપર દાવો દાખલ કરેલો ના હોય અગર તે રાજા અગર એલચી કોરટની હકુમતની અંદર જાતે અગર બીજાની મારફતે વેહેપાર કરતો ના હોય અગર દાવાવાળી મીલકત સ્થાવર મીલકત હોય અને તે કોરટની હકુમતની અંદર તે રાજા અગર એલચીના કબજામાં ના હોય તો, સદરહુ પ્રકારની કબુલત આપવી નહી.

કોઈ રાજા અગર એલચીને આ કાયદા પ્રમાણે પકડવા નહી અને સરકારની સહીવાળી કબુલત શિવાય તેમની મી-

મિલકત ઉપર કોઈ હુકમનામું બજાવવું નહી.

૪૩૪ ગવરનર જાનરલ ઈનકોંસીલ વખતે વખતે ગેઝીટ ઓફ ઈંડીઆમાં ઠરાવ કરી ઠરાવી શકે છે કે, હરેકોઈ દેશી રાજા અગર સ્વસ્થાન જે મહારાણી સાથે દોસ્તીમાં હોય તેના મુલકમાંની કોરટ કે જે ગવરનર જાનરલ ઈનકોંસીલના અધિકાર શિવાય સ્થાપવામાં આવી હશે તેનાં હુકમનામાં હિંદુસ્થાનમાં ઈંગરેજી સરકારના રાજમાં જાણે હિંદુસ્તાનમાં ઈંગ્રેજી સરકારના રાજ્યની કોરટે કરેલાં હોય તે પ્રમાણે બજાશે. અને તે ઠરાવ રદ કરવાને પણ તેઓ મુખત્યાર છે. પણ જ્યાંહાં સુધી સદરહુ ઠરાવ અમલમાં હશે ત્યાંહાં સુધીજ તે હુકમનામાં બજાવવામાં આવશે.

---

## ભાગ ૨૯ મો.

### કારપોરેશન તથા કંપનીના તથા તેમના ઊપરના દાવા.

૪૩૫ જે કંપની અગર કારપોરેશને પોતાના નોકર અગર ટ્રસ્ટીના નામથી દાવો કરવાને અગર તેમના ઉપર દાવો થવાને અધિકાર હોય તે કંપની અગર કારપોરેશનને દાવા કરવા હોય તો દાવાની અરજી ઉપર તેના ડાયરેકટર, સેક્રેટરી, અગર બીજો કોઈ મુખ્ય અધિકારી જે કામની હકીકત કહી શકે તેવો હોય તેણે સહી તથા પ્રતિજ્ઞા કરવી.

૪૩૬ જ્યારે તેવી કંપની અગર કારપોરેશન ઉપર દાવો હોય ત્યારે સમન્સ તે કંપનીની રજીસ્ટર થએલી હાફીસમાં મુકી વિગરે રીતીથી બજાવી શકાયછે, અને કોરટ કોઈ ડા- યરેકટર, સેક્રેટરી વિગરે જે સબબસ દાવાની બાબતમાં અગ- ત્યના સવાલના જવાબ દેઈ શકે તેને જાતે હાજર થવાને ફ- રમાવી શકે છે.

---

## બાબ ૩૦ મો.

### ટ્રસ્ટી, એકઝીકયુટર તથા એડમીનીસ્ટ્રેટરના ઊપર તથા તેમણે કરેલા દાવા.

૪૩૭ કોઈ ટ્રસ્ટી અગર એકઝીકયુટર તથા એડમીની- સ્ટ્રેટરને મીલકત મળેલી હોય તે સબંધી દાવામાં તેઓ તે મીલકતમાં જે સખસોનું ફાયદા ભરેલું હીત છે તેમની તર- ફથી છે. માટે સાધારણ રીતે તે સખસોને દાવામાં પક્ષકાર કરવાની જરૂર નથી, પણ કોરટની નજરમાં વ્યાજબી લાગે તો તે તમામ સખસોને અગર તેમાંના કોઈને પક્ષકાર થ- વાને ફરમાવી શકે છે.

૪૩૮ તે એકઝીકયુટર વિગરે જેટલા હોય તેટલા તમા- મને દાવામાં પક્ષકાર થવું જોઈએ, પરંતુ જેમણે વુઈલ કરી આપનારનું વુઈલ શાબેત કરી આપેલું ના હોય તેમને સા-

મેલ કરવાની જરૂર નથી.

૪૩૯ જો કોરટ બીજી રીતે ના ફરમાવે તો કોઈ પરણેલી સ્ત્રી, એકઝીક્યુટર અગર એડમીનીસ્ટ્રેટર હોય તો તે સ્ત્રી ઉપર અગર તેને કરેલા દાવામાં તેના ધણીને પક્ષકાર કરવામાં આવશે નહી.

## ભાગ ૩૧ મો.

### સગીર તથા બીનઅકલ દીલના માણસોના તથા તેમના ઉપરના દાવા.

૪૪૦ દરેક દાવો સગીરે કરવો હોય તો તેના નામથી પાકી વયના સખસે કરવો અને તે તે દાવામાં સગીરનો મીત્ર કહેવાશે, અને જાણે તે પોતે વાદી હોય તે પ્રમાણે ખરચ આપવાને ફરમાવવામાં આવશે.

૪૪૧ કલમ ૪૫૧ શિવાયની તમામ સગીરની તરફની અરજીયો તેના મીત્ર અગર વકીલે કરવી.

૪૪૨ સગીરનો જે સખસ મીત્ર ના હોય તેવા સખસે સગીર તરફથી દાવો કરયો હોય તો પ્રતીવાદી એવી અરજ કરી શકે છે કે દાવાની અરજી ફાઈલ ઉપરથી કાહાડી નાખવી જોઈએ, અને જે વકીલે અગર બીજા સખસે દાવાની અરજી આપેલી હતી તેની પાસેથી ખરચ અપાવવું જોઈએ

આ અરજીની નોટીસ પ્રતીવાદીએ તે સખસને આપવી જોઈએ અને કાંઈ હરકત હોય તો હરકત સાંભળ્યા બાદ કોરટની નજરમાં આવે તેવો હુકમ કરવો.

૪૪૩ કોઈ દાવામાં સગીર પ્રતીવાદી હોય અને તે સગીર છે એવી કોરટની ખાત્રી થાય તો કોરટે તે દાવાના કારણસર જવાબ આપવાને તથા તે દાવો ચલાવવાને કોઈ યોગ્ય સખસને વાલી નીમવો. એ વાલી માત્ર તે કામને જ સારૂ સમજવો.

૪૪૪ કોઈ દાવા અગર અરજી કોરટની રૂબરૂ કરવામાં આવે તેમાં જે હુકમ થાય તેથી સગીરને કાંઈ સબંધ હોય અગર હરકત થાય અને તે સગીરનો મીત્ર અગર વાલી તે દાવામાં હાજર થએલો ના હોય તો તે હુકમ બંધ થઈ શકે છે. અને જે પક્ષકારની ખાએશથી આવો હુકમ મેળવેલો હોય તે પક્ષકારનો વકીલ સગીરની બાબત જાણતો હોય અગર તે બાબતની રાહે જાણી શકે તેવું હોય તો તે ખરચ તે વકીલે આપવું.

૪૪૫ જે સખસ સાફ્ચીત દીલનો અને પાકી વયનો હોય અને સગીરના હીતથી તેનું વિરૂધ હીત ના હોય અને તે દાવામા પ્રતીવાદી ના હોય તો તે સગીરના મીત્ર તરીકે કામ કરી શકે છે.

૪૪૬ જો સદરહુ પ્રમાણે તેના મીત્રનું હીત વિરૂધ હોય અગર પ્રતીવાદી સાથે સબંધ રાખનારો હોય અને તેવા બીજા કારણો હોય તો કોરટ તેને ખશેડી શકે છે.

૪૪૭ જો કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તે મીત્ર પ્રથમ પોતાની જગોએ કોઈ લાયક સખસ મેળબ્યા વગર અને જે ખરચ કરયું હોય તેના જામીન આપ્યા વગર ખ-શી શકતો નથી.

કોઈ અરજી નવોમીત્ર ઠરાવવાને કરવામાં આવે તો તેના આધારમાં એવી આફીડેવીટ જોઈએ કે, જે સખસને મીત્ર ઠ-રાવવામાં આવ્યો છે તે લાયક છે અને તેને ન્હાની ઉમ-રનાની વિરૂધ્ધ કાંઈ હીત નથી.

૪૪૮ સગીરના મીત્રના મરણથી અગર તેના ખસવા ઉ-પરથી બીજો મીત્ર તેની જગો ઉપર ઠરાવવામાં આવે ત્યાંહાં સુધી તમામ કામ બંધ રાખવું.

૪૪૯ જો કોઈ સગીરનો વકીલ યોગ્ય વખતમાં નવો મીત્ર ઠરાવવાને ઈલાજ કરે નહી તો, સગીરની સાથે અગર જે બાબત ઈસ્યુમાં જે હીત રાખતો હોય તે સખસ કોર-ટને અરજ કરી શકે છે, અને કોરટ તેવા સખસને વ્યાજ-બી લાગે તો નીમી શકે છે.

૪૫૦ સગીર વાદી અગર જે સગીર દાવામાં પક્ષકાર ના હોય તેની તરફથી કાંઈ અરજી ચાલુ હોય તે પાકી વયનો થએ તેણે પસંદ કરવું જોઈએ કે તે દાવો અગર અરજી તે ચલાવશે કિંવા નહી.

૪૫૧ જો તે ચલાવવાને પસંદ કરે તો, મીત્રને કાહા-

ડી પોતાના નામથી ચલાવવાને તેણે અરજી કરવી. પછી દા-
વા અગર અરજીમાં નીચે પ્રમાણે દુરસ્ત કરવું.

**अ. ब** સગીર હતો તેથી **क. ड.** મીત્ર ચલાવતો
હતો પણ હાલ પાકી વયનો છું.

૪૫૨ જો તે દાવો અગર અરજી ચલાવવી પસંદ નહી કરે
અને તે એકલોજ વ.દી અગર અરજદાર હોય તો તે દાવો
અગરે અરજી કાહાડી નાખવાને તેણે અરજી કરવી. પરંતુ તે
વખતે પ્રતીવાદીનું ખરચ આપવું પડશે.

૪૫૩ સદરહુ કલમ ૪૫૧ અગર કલમ ૪૫૨ પ્રમાણે
અરજી એકતરફી થઈ શકે છે, અને તે આફીડેવીટથી શાબેત
કરવી જોઈએ કે સગીર પાકી વયનો થએલો છે.

૪૫૪ જો સગીર સહવાદી હોય અને પાકી વયનો થએ
દાવો ચલાવવાની ઈચ્છા રાખતો ના હોયતો તેણે પોતાનું નામ
વાદીમાંથી કાહાડી નાંખવાને અરજી કરવી, અને જો કોરટની
નજરમાં યોગ્ય જણાય કે તેને પક્ષકારમાં રાખવાની જરૂર નથી
તો તે પ્રમાણે ખરચ વિશે ઠરાવ કરી કોરટે દાવામાંથી તેને
કાહાડી નાંખવો પણ તે વખતે તેના મીત્રને તથા પ્રતીવાદીને
નોટીસ આપવી જોઈએ, અને આફીડેવીટથી શાબેત થવું જો-
ઈએ કે સગીર પાકી વયનો થએલો છે. જો તે સગીર જે પા-
કી વયનો થએલો હોય તેને પક્ષકારમા રાખવાની જરૂર હોય
તો તેને પ્રતીવાદીમાં દાખલ કરવો.

૪૫૫ પાકી વયનો સગીર થઈ કોરટને શાબેત કરી એવી ખાત્રી કરી આપે કે મારા નામથી મીત્રે દાવો કરેલો છે તે ગેરબ્યાજબી અને અયોગ્ય છે, અને કોરટને તેવી ખાત્રી થાય અને જો એકનો એકજ વાદી હોય તો દાવો કાહાડી નાંખવાને અરજ કરી શકે છે. આ અરજી બાબત નોટીસ લાગતા પક્ષકારો ઊપર બજાવવી અને કોરટને ખાત્રી થએ તે અરજી મંજુર કરવી અને પક્ષકારોનું ખરચ મીત્ર પાસેથી અપાવવું.

૪૫૬ સગીરના નામથી દાવામા તેનો વાલી નીમવાને અરજી કરવામાં આવે તો તે નીમવાનો હુકમ મેળવી શકાય છે, પરંતુ તે અરજીના આધારમાં આફીડેવીટ કરવી જોઈએ. જે સખસને વાલી નીમવા અરજ કરવામાં આવી છે તેનું તે સગીરનું જે દાવાવાળી બાબતમાં હીત છે તેમાં વિરૂદ્ધ હીત નથી અને વાલીનું કામ કરવાને તે લાયક છે.

૪૫૭ જો સહપ્રતીવાદી સાવચેત દીલનો અને પાકી વયનો હોય અને સગીરના હીત વિરૂદ્ધનો ના હોય તો, તેને તે સગીરનો વાલી નીમી શકાય છે. પરંતુ વાદીને અગર પરણેલી સ્ત્રીને તે પ્રમાણે વાલી નીમી શકાતાં નથી.

૪૫૮ કોઈ દાવામાં સગીર પ્રતીવાદીનો વાલી તેનું કામ કરતો ના હોય અગર બીજા કાંઈ પાકા સબબ હોય તો તેને કોરટ વાલીમાંથી ખશેડી શકે છે. અને તેણે તે કામ કરવામાં કસુર કરવાથી કોઈ પક્ષકારને ખરચ થએલું હોય તો

તે આપવાને કોરટ તેને ફરમાવી શકે છે.

૪૫૯ દાવા ચાલતાના દરમિયાનમાં જે વાલી હોય તે મરણ પામે અગર કોરટ ખશેડે તો તેને બદલે નવો વાલી નીમવો.

૪૬૦ કોઈ મરનાર પક્ષકારના સગીરના વારસ વકીલ ઉપર હુકમનામું બજાવવાને દરખાસ્ત કરવામાં આવે તો તે સગીરનો તે કામમાં વાલી નીમવો અને હુકમનામાવાળાએ તે વાલી ઉપર સદરહુ દરખાસ્ત બાબતની નોટીસ આપવી.

૩૬૧ કોઈ કામમાં હુકમનામું અગર હુકમ થતાં પહેલાં વાલી અગર મીત્ર પ્રથમ કોરટની પરવાનગી લે અને જે રૂપીઆ તે દાવા સબંધી પોતે લે તે બાબત હું જવાબ આપીશ અને સગીરના ફાયદા સારૂ રાખીશ એવા કોરટને ખાત્રી લાયક જામીન આપે તો, તે હુકમ અગર હુકમનામું થતાં પેહેલાં રૂપીઆ અગર બીજી હરકોઈ ચીજ લેઈ શકે છે.

૪૬૨ કોઈ મીત્ર અગર વાલી કોરટની પરવાનગી લીધા શિવાય જે દાવામાં તે મીત્ર અગર વાલી તરીકે કામ કરતો હોય તે દાવા સબંધી સગીરની તરફથી કાંઈ કરાર અગર સમાધાન કરી શકશે નહી. માટે કોઈ કરાર અગર સમાધાન કોરટની પરવાનગી લીધા શિવાય તેઓ કરશે તો તે રદ કરવા લાયક છે.

૪૬૩ સન ૧૮૫૮ ના ૩૫ મા કાયદા પ્રમાણે અગર હરકોઈ બીજા ચાલુ કાયદા પ્રમાણે જે સબબસને ચીતભ્રમ ઠરા-

વવામાં આવ્યો હશે તેની બાબતના કામમાં કલમ ૪૪૦ થી તે ૪૬૨ સુધીના તમામ નિયમ લાગુ થશે.

૪૬૪ જે સખસને વાલી અગર વહિવટદાર કોરટ આફ લાડસ અગર કોઈ સ્થાનિક કાયદા પ્રમાણે સીવીલકોરટે કોઈ સગીર અગર ઓછી અકલના માણસને માટે નીમ્યો હશે, તેને કલમ ૪૪૨ થી તે ૪૬૨ સુધીના નિયમ લાગુ પડશે નહી.

---

## બાબ ૩૨ મો.

### લશકરી માણસ અને તેમના ઊપરના દાવા.

૪૬૫ કોઈ આફીસર અગર સોલજર જે સરકારના લશકરી હોદ્દાથી નોકર હોય અને તે દાવામાં પક્ષકાર હોય અને તેને દાવો ચલાવવાને અગર તેનો જવાબ દેવાને જાતે હાજર થવાને પરવાનગી મળી શકે તેવું ના હોય તો, તે દાવો ચલાવવાને અગર જવાબ દેવાને હરકોઈ માણસને લખીત અખત્યાર પત્ર આપી કોઈ કમાનડીંગ આફીસરની રૂબરૂ સહી કરી શકે છે વિગરે.

૪૬૬ જે સખસને સદરહુ પ્રમાણે અખત્યાર આપેલો હોય તે સખસ જાણે આફીસર, સોલજર અગર જાતે હાજર હોય તે પ્રમાણે તે દાવો ચલાવી શકે છે અગર જવાબ દેઈ શકે છે અગર તે કરવાને વકીલ નીમી શકે છે.

૪૬૭ કલમ ૪૬૫ પ્રમાણે જે સખસને અખત્યાર આપવામાં આવેલો હોય અગર સદરહુ કલમ પ્રમાણે વકીલ નીમવામાં આવ્યો હોય તેના ઉપર પ્રોસેસ બજાવવામાં આવે એટલે જાણે તે સોલજાર વિગરેના ઉપર જાતે બજાવ્યાં એમ સમજાવું.

૪૬૮ જ્યારે આફીસર અગર સોલજાર પ્રતીવાદી હોય ત્યારે સમન્સની એક નકલ તેના ઉપર બજાવવા સારૂ તેના કમાનડીંગ આફીસર તરફ મોકલવી વિગરે.

૪૬૯ કોઈ હુકમનામું બજાવવામાં પકડવાનું વારંટ, કાંપ ગ્યારીસન, લશકરી છાવણી, અગર લશકરી બજારની હદમાં બજાવવાનું હોય ત્યારે જે અમલદારને તે બજાવવા આપેલું હોય તે અમલદારે તે કમાનડીંગ આફીસરને આપવું. પછી કમાનડીંગ આફીસરે તે વારંટની પીઠે સહી કરી વારંટમાં લખેલો સખસ પોતાના હુકમ નીચે હોય તો તેને પકડી સદરહુ અમલદારને સોંપવો.

---

## બાબ ૩૩ મો.

### ઈન્ટર પ્લીડર.

૪૭૦ જ્યારે બે અગર વધારે સખસો એક બીજા વિરૂધ તેની તે રકમ અગર મીલકત બીજા સખસ પાસેથી લે-

વાને બીજો સખ્શ કે જેનું તે મીલકતમા હીત સ્ટેકહોલડર (સાચવનાર) તરીકે હોય અને જે ખરા માલેકને આપવાને તૈયાર હોય તે સ્ટેકહોલડર પાસેથી લેવા અરસ્પરસ દાવો કરતા હોય તો, તે સ્ટેકહોલડર તમામ દાવેદાર ઉપર એવો દાવો કરી શકે છે કે સદરહુ રકમ અગર મીલકત તેણે કોને આપવી કે તે જેથી જવાબદારીમાંથી પોતે છુટો થાય તે નક્કી કરવું જોઈએ. જો કોઈ દાવો ચાલુ હોય કે જેમા તમામ પક્ષકારોના હકનો નિર્ણય થવાનો હોય તો તે સ્ટેકહોલડરે તેવો દાવો કરવો નહી.

૪૭૧ દરેક સદરહુ પ્રકારના દાવાની અરજીમા નીચે પ્રમાણે વધારાનું લખવું.

(अ) વાદીનું સ્ટેકહોલડર શિવાય દાવાવાળી મીલકતમા કાંઈ હીત નથી.

(ब) પ્રતીવાદીયો જુદા જુદા દાવા રાખે છે; અને

(क) વાદી પ્રતીવાદી વચ્ચે કાંઈ કપટ નથી.

૪૭૨ દાવાવાળી ચીજ કોરટમાં આપી શકાય એવું હોય અગર કોરટના કબજામાં આપી શકાય એવું હોય તો, દાવામાં કોઈ હુકમ મળવાનો હક થતાં પેહેલાં તે ચીજ વાદીએ આપવી જોઈએ, અગર કોરટના કબજામાં મુકવી જોઈએ.

૪૭૩ પેહેલી રજુવાતે દાવાવાળી ચીજની બાબતમાં પ્રતીવાદીઓને વાદી જવાબદાર નથી અને ખરચ તેને અપા-

ખવું જોઈએ એવો ઠરાવ કરી તેને દાવામાંથી કોરટ દુર કરી શકે છે, અગર જો ઈનસાફ કે સગવડના કારણુસર કોરટની નજરમાં એવું આવે કે દાવાનો છેવટ નીકાલ થતાં સુધી દાવાના તમામ પક્ષકારને રાખવા અને પક્ષકારોની કબુલત ઉપરથી અગર બીજા પુરાવ ઉપરથી ફૈસલો થઈ શકે એવું છે તો તે બાબતના હક વિષે નક્કી કરવું. અગર પ્રતીવાદીઓને ફરમાવવું કે પોત પોતાનો દાવો શાબિત કરવાને પોત પોતાની હકીકત તથા પુરાવ આપવો.

૪૭૪ આ બાબ ઉપરથી એમ સમજવું નહી કે મુનમ પોતાનો દાવો મુખ્ય ઉપર, અગર ભાકુત પોતાનો દાવો જમીનદાર ઉપર, તે જમીનદાર અગર મુખ્યની તરફથી જે સબબસો દાવો રાખતા હોય તે શિવાયના બીજા કોઈ સબબો સાથે માંહો માંહે તકરાર કરવાની ફરજ પડે તે કારણુસર કરી સકે છે.

૪૭૫ જો દાવો બરોબર રીતે દાખલ કરવામાં આવ્યો હોય તો કોરટ વાદીના ખરચને માટે ઠરાવ કરી શકે છે.

૪૭૬ આવા દાવામાં કોઈ પ્રતીવાદી સ્ટેકહોલડર ઉપર દાવો કરે તો, જે કોરટમાં તે દાવો કરવામાં આવ્યો હોય તે કોરટને બીજી કોરટ એવી ખબર આપે કે, તે દાવાની બાબતમાં સ્ટેકહોલડરની તરફમાં હુકમનામું થયું છે તો તે કોરટે તમામ કામ બંધ પાડવું અને તેના ખરચ વિષે ઘટતો ઠરાવ કરવો.

# ભાગ ૪ થો.

## શરતી ઈલાજો.

---

## બાબ ૩૪ મો.

### ફેંસલો થતાં પેહેલાં પકડવા તથા જપ્તી કરવા બાબત.

### (अ) ફેંસલો થતાં પેહેલાં પકડવા બાબત.

૪૭૭ સ્થાવર મીલકતના કબજા શિવાયના હરકોઈ દાવામાં વાદીને હરકત અગર ઢીલ કરવાના ઈરાદાથી અગર કોરટના પ્રોસેસને નહી મળવાના ઈરાદાથી અગર તેના ઉપર જે હુકમનામું થાય તે બજવામાં હરકત અગર ઢીલ થાય તે ઈરાદાથી પ્રતીવાદી નાશી ગએલો છે અગર કોરટની હકુમત છોડેલી છે, અગર નાશી જવાનો છે અગર કોરટની હકુમત છોડવાનો છે, અગર કોરટની હકુમતમાંથી તેણે પોતાની મીલકત અગર તેના કાંઈ ભાગની વ્યવસ્થા કરેલી છે અગર ખશેડેલી છે અગર પ્રતીવાદી હિંદુસ્થાન માંહેનું ઈંગ્રેજ સરકારનું રાજ્ય એવી હકીકતથી છોડીને જવાનો છે કે, જેથી વાદીને પોતાનું હુકમનામું બજાવવાને હરકત થાય અગર થશે એવું કોરટને આશાકેશીટથી વાદી શાબીત કરી આપે તો, વાદી કોરટને એવી અરજ કરી સકેછે કે પ્રતીવાદીના હાજર જામીન

તેના ઉપર જે હુકમનામું થાય તેનો જવાબ દેવાને હાજર થવાને લેવા જોઈએ.

૪૭૮ અરજદારને તપાસી તથા બીજી વધારે તજવીજ કોરટને જરૂરની લાગે તેવી કરયા બાદ, જો કોરટને સદરહુ કલમ પ્રમાણે ખાત્રી થાય તો કોરટે પ્રતીવાદી ઉપર હુકમ કરવો કે તેના હાજર જામીન થામાટે ન લેવા તેનું કારણ બતાવવું.

૪૭૯ જો પ્રતીવાદી તેનું કારણ બતાવવાને કસુર કરે તો, દાવાની રકમ પુરી થાય તેટલાં નાણાં અગર તેટલી મીલકત અનામત મુકવાનો અગર તેને હાજર રહેવાને જામીન લેવાનો કોરટે હુકમ કરવો.

૪૮૦ હરકોઈ વખતે જામીન હાજર થઈ કોરટને અરજ કરી શકે છે કે, મને જામીનની જવાબદારીમાંથી મોકળો કરવો જોઈએ, અને તેવી અરજ ઉપરથી પ્રતીવાદીને હાજર થવાનો સમન કરવો અગર દુરસ્ત લાગે તો તેને પકડવાનું વારંટ કાહાડવું અને પ્રતીવાદી સમન્સ અગર વારંટ અગર પોતાની ખુશીથી હાજર થાય તો કોરટે જામીનને મોકળો કરવાને તથા પ્રતીવાદીના બીજા જામીન લેવાનો હુકમ કરવો.

૪૮૧ જો પ્રતીવાદી કલમ ૪૭૯ તથા ૪૮૦ પ્રમાણેના હુકમને માન્ય કરવામાં કસુર કરે તો, દાવાનો ફેસલો થાય ત્યાંહાં સુધી અગર જો પ્રતીવાદી ઉપર હુકમનામું થયું હોય તો તે બજે ત્યાંહાં સુધી તંબમાં મોકલવાનો હુકમ કોરટ કરી શકે છે. પરંતુ આ કલમ પ્રમાણે કોઈ સખસને છ માસ કરતાં વધારે

કેદમાં રાખવો નહી અને જો દાવો રૂ૫૦)કરતાં વધારે રકમનો ના હોય તો છ અઠવાડ્યાં કરતાં વધારે મુદતસુધી કેદમાં રાખવો નહી.

૪૮૨ આ બાબ પ્રમાણે જે પ્રતીવાદીયોને પકડવામાં આવે તેને કલમ ૩૩૯ પ્રમાણેના નિયમો લાગુ પડશે.

(ઘ) ફેંસલો થતાં પેહેલાં જામી બાબત.

૪૮૩ જો કોરટને હરેકોઈ દાવામાં આશીડેવીટ કરી હરકોઈ વખતે એવી વાદી ખાત્રી કરી આપે કે, પ્રતીવાદી તેના ઉપર જે હુકમનામું થાય તેને હરકત અથવા ઢીલ કરવાથી પોતાની માલ મીલકત અગર તેનો કાંઈ ભાગ કોરટની હકુમતમાંથી ખશેડવાનો છે અગર પોતાની મીલકત છોડી કોરટની હકુમતમાથી તે ગએલો છે તો પ્રતીવાદીએ જે તેના ઉપર હુકમનામું થાય તે પુરૂં કરવાને જામીન આપવા, અને જામીન આપવાને કસુર કરે તો કોરટનો બીજો હુકમ થતાં સુધી તેનો કાંઈ ભાગ જપ્તી કરવો જોઈએ એવી વાદી કોરટને અરજ કરી શકે છે, અને જો કોરટ બીજી રીતે ફરમાવે નહી તો તે અરજીમાં જે મીલકત જપ્તી કરવાની હોય તે મીલકત તથા તેના આશરાની કીમત બતાવવી.

૪૮૪ અરજદારને તપાસ્યા બાદ તથા દુરસ્ત લાગે તેટલી બીજી તજવીજ કરયા બાદ કોરટને ખાત્રી થાય કે વાદીની સદરહુ કલમ પ્રમાણેની અરજી બરોબર છે તો કોરટે અમુક મુદતમાં જામીન આપવાને અગર જયારે જોઈએ ત્યારે હુકુ-

માગેલું પુરૂં થાય તેટલી મીલકત રજુ કરવાને અગર તેને જામીન શામાટે નહી આપવા તેનું કારણ બતાવવાને હુકમ કરવો.

વળી કોરટ તે હુકમમાં શરતી જપ્તી તમામ મીલકત અગર તેના કાંઇ ભાગને કરવાનું ફરમાવવાને મુખત્યાર છે.

૪૮૫ જો પ્રતીવાદી કારણ બતાવે નહી અગર ઠરાવેલી મુદ્દતમાં જામીન આપે નહી તો અરજીમાં બતાવેલી તમામ મીલકત અગર તેનો કાંઈ ભાગ કે જે હુકમનામું બજાવવાને પુરો થાય તે જપ્તી કરવો એવો કોરટ હુકમ કરી શકે છે.

જો પ્રતીવાદી કારણ બતાવે અગર માગેલા જામીન આપે અને અરજીમાં બતાવેલી મીલકત અગર તેનો કાંઈ ભાગ જપ્તી કરવામાં આવેલો હોય તો, કોરટે તે જપ્તી બરીડવાનો હુકમ કરવો.

૪૮૬ પઈસા બાબતનું હુકમનામું બજાવવાને જે નિયમ બતાવેલા છે તે પ્રમાણે આ જપ્તી કરવી.

૪૮૭ ફેંસલો થતાં પેહેલાં જે મીલકત જપ્તી કરવામાં આવેલી હોય તેના ઉપર જે સખસ હક રાખતો હોય તે સખસના દાવાનો તપાસ જે પ્રમાણે હુકમનામું બજાવવામાં મીલકત જપ્તી કરવાથી તે મીલકત ઉપર કોઈ સખસ દાવો કરે અને તેનો તપાસ આગળ ઠરાવ્યા પ્રમાણે થાય તે પ્રમાણે કરવો.

૪૮૮ ફેંસલો થતાં પેહેલાં મીલકત જપ્ત કરવાનો હુકમ કરવામાં આવેલો હોય તો પ્રતીવાદી જયારે જપ્તીના ખરચ સુધાંતના જામીન આપે, અગર દાવો કાહાડી નાખવામાં આવે

ત્યારે કોરટે તે જપ્તી ખસેડવી.

૪૮૯ ફેંસલો થતાં પહેલાં જપ્તી કરવાથી જે સખસો દાવામાં પક્ષકાર નથી તેમનો કાંઈ પ્રથમ હક તે મીલકત ઉપર હોય તો તેને હરકત થતી નથી, તેમ કોઈ સખસનુ પ્રતીવાદી ઉપર હુકમનામું થએલું હોય તો તે હુકમનામું બજાવી તે મીલકત જપ્ત કરી વેચાવવાને પણ હરકત થતી નથી.

૪૯૦ આ બાબ પ્રમાણે કાંઈ મીલકત જપ્તી કરવામાં આવેલી હોય અને હુકમનામું વાદીના લાભમાં થાયતો તે હુકમનામું બજાવવામાં તે મીલકત ફરીથી જપ્ત કરવાની જરૂર નથી.

(क) અયોગ્ય રીતે પકડવામાં અગર જપ્તી કરવામાં આવી હોય તો તેના કંપનસેશન બાબત.

૪૯૧ કોઈ પણ દાવામાં કોઈ સખસને પકડવામાં આવેલો હોય અગર મીલકત જપ્તી કરવામાં આવેલી હોય અને કોરટને એમ જણાય કે તે બાબત અરજ પાકા કારણથી કરવામાં આવી નહોતી. અગર વાદીનો દાવો સાબિત ના થાય અને એમ જણાય કે વાદીને દાવો કરવાનું કારણ સંભવિત હતુ નહી તો, કોરટ પ્રતીવાદીની અરજ ઉપરથી વાદી વિરૂદ્ધ રૂ૧૦૦૦) સુધી પ્રતીવાદીને પકડવાથી અગર તેની મીલકત જપ્તી કરવાથી જે ખરચ અગર નુકશાન થએલું હોય તે બદલ જે વાજબી કંપનસેશન માલમ પડે તે પોતાના હુકમનામામાં અપાવશે, પરંતુ કંપનસેશન બાબતના દાવામાં

જે રકમનું હુકમનામું કરી શકે તે કરતાં વધારે રકમ આ કલમ પ્રમાણે કોરટે અપાવવી નહી.

આ કલમ પ્રમાણે પકડવા તથા જપ્તી બાબત કંપનસેશનનો જે ઠરાવ થશે તેથી તે બાબતના બીજા દાવાને અટકાવ થાય છે.

## ભાગ ૩૫ મો.

### થોડા દીવશ માટે તાકીદી હુકમ તથા પેટા હુકમો.

### (અ) થોડા દીવસના તાકીદી હુકમ.

૪૯૨ કોઈ દાવામાં આફીડેવીટથી અગર બીજી રીતે એમ શાબીત કરી આપવામાં આવે કે દાવાવાળી મીલકત તફરકે કરવાની અગર તેને નુકશાન પોહોંચવા વિગેરેની ધાસ્તી છે, તો કોરટ થોડા દીવસને માટે એવો હુકમ કરી શકે છે કે તે પ્રમાણે કરવું નહી, અગર કોરટની નજરમાં આવે તો તે અરજી નામંજુર કરે અગર કોઈ બીજી રીતનો હુકમ કરે.

૪૯૩ કોઈ દાવામાં પ્રતીવાદી કરાર તોડતો હોય અગર નુકશાન કરતો હોય પછી તેનું કંપનસેશન લેવા દાવો કરયો હોય કિંવા નહી પણ તે કરાર તોડતો નહી અગર નુકશાન કરવું નહી એ બાબતનો દાવો હોય તો, તે દાવાની શરૂઆત પછી હરકોઈ વખતે પ્રતીવાદી ઉપર તાકીદી હુકમ કાહાડવાને વાદી અરજ કરી શકે છે, અને કોરટ તેવો તાકીદી હુકમ આપી શકે છે વિગેરે.

૪૯૪ દરેક તાકીદી બાબતના કામોમાં તાકીદી હુકમ આ-

જવા બાબતની અરજીમાં સામા પક્ષકારને નોટીસ આપવી. પરંતુ તેમ કરવાથી તાકીદી આપવાની મતલબ પાર પડવામાં હરકત પડશે એમ કોરટને જણાય તો તેવી નોટીસ કરવી નહીં.

૪૯૫ કોઈ કંપની અગર કારપોરેશન ઉપર આવો તાકીદી હુકમ કાહાડવામાં આવ્યો હોય તો તે કંપની અગર કારપોરેશન એકલીનેજ નહી પણ તેના અગત્યના તથા અધિકારીયો જેઓને અટકાવવાનો હુકમ કરવામાં આવ્યો હોય તેઓને પણ બંધનકારક છે.

૪૯૬ સદરહુ પ્રકારના હુકમથી જે પક્ષકારને હરકત થએલી હોય તેની અરજી ઉપરથી તેમાં કોરટ ફેરફાર અગર રદ કરી શકે છે.

૪૯૭ જો કોરટને એમ માલુમ પડે કે તાકીદી હુકમ પાકા સબબથી માગવામાં આવ્યો નહી હતો વિગરે, તો કોરટ પ્રતીવાદીની અરજી ઉપરથી પોતાના હુકમનામામાં રૂ ૧૦૦૦) સુધી વ્યાજબી લાગે તેટલું કંપનસેશન અપાવી શકે છે વિગરે.

## (ब) પેટા હુકમો.

૪૯૮ કોઈ પક્ષકારની અરજી ઉપરથી કોરટ કોઈપણ સખસને હુકમ કરી શકે છે કે, અમુક જંગમ મીલકત સ્વભાવિક રીતે તથા તાકીદથી બગડી જાય એવી છે માટે તે વેચી નાંખવી.

૪૯૯ કોરટ કોઈ પક્ષકારની અરજથી પોતાને યોગ્ય લાગે તેવી શરતોથી દાવાવાળી કોઈ મીલકતનું રક્ષણ કરવાને તથા

તે તપાસવાને અગર તે રાખવાને અને તે તમામ અને તેમાંના કોઈ કારણસર દાવાવાળા પક્ષકારના તાબામાંની કોઈ ઈમારત અગર જમીનમાં પેસવા વિગરેને સારૂ હુકમ કરી સકે છે.

૫૦૦ કલમ ૪૯૮ તથા ૪૯૯ પ્રમાણે હુકમ મેળવવાને પ્રતીવાદી ઉપર સમન્સ બજ્યા પછી પ્રતીવાદીને લખેલી નોટીસ આપ્યા બાદ અરજી કરી શકેછે. જો તેવી અરજી પ્રતીવાદીને કરવાની હોય તો તે વાદીને નોટીસ આપ્યા બાદ કરી શકે છે.

૫૦૧ સરકારને મેહેસુલ આપનારી જમીન વિગરે વેચવાને પાત્ર હોય અને તેનો કબજેદાર સરકાર મેહેસુલ અગર જમીનદારને સાંથ આપવાને કસુર કરે અને તેથી તે જમીન વેચવાનો હુકમ કરવામાં આવેલો હોય અને દાવામાંના બીજા કોઈ પક્ષકારનો તે જમીનમાં હકસબંધ હોય તે મેહેસુલ અગર સાંથ તેનુ વેચાણ થતાં પહેલાં આપે તો તેને કબજો મળે છે વિગરે.

૫૦૨ જયારે કોઈ દાવો પઈશા બાબત અગર બીજી કાંઈ વસ્તુનો કબજો લેઈ શકાય તેવી વસ્તુ બાબતનો હોય અને કોઈ પક્ષકાર એમ કબુલ કરે કે તે પઈશા અગર વસ્તુ બીજા પક્ષકાર તરફથી મારી પાસે ટ્રસ્ટી તરીકે છે અગર તે બીજાના ગાલેકપણાની અગર તે બીજાની લેહેણી છે, તો કોરટ તે પઈશા અગર વસ્તુ કોરટમાં અનામત મુકવાને અગર બીજે હુકમ થાયતે પ્રમાણે વર્તવાની શરતથી છેવટ ઠહેલા પક્ષકારને જામીન અગર વગર જામીને આપવાનો હુકમ કરવાને મુખત્યાર છે.

# બાબ ૩૬ મો.

## વહિવટદાર નીમવા બાબત.

૫૦૩ દાવાવાળી અગર જપ્તીમાં આવેલી કાંઈ પણ સ્થાવર અગર જંગમ મીલકતનું રક્ષણ કરવાની અગર તેને બરાબર રીતે સાચવવાની કોરટને જરૂર જણાય તો તે મીલકતનો વહિવટદાર નીમવો. અને તે પ્રમાણે નીમાએલા વહિવટદારે તે મીલકતની બાબતમાં જે કાંઈ તેના કબજામાં આવે તેનો બ્યાજબી રીતે હિસાબ આપે તેને સારૂ કોરટને યોગ્ય લાગે તેટલી રકમનો જામીન આપવો.

૫૦૪ જો તે મીલકત સરકારને મેહેસુલ આપનારી જમીન હોય અને કોરટની નજરમાં આવે કે લાગતા વળગતા વાળાના હકને કલેકટરને વહિવટ મળવાથી ફાયદો થશે, તો કલેકટરને વહિવટદાર નીમવો.

૫૦૫ આ બાબથી મળેલો અધિકાર ફકત હાયકોરટ અને ડીસ્ટ્રીકટ કોરટનેજ છે. પણ ડીસ્ટ્રીકટ કોરટના તાબાની કોઈ પણ કોરટને પોતાની આગળ ચાલતા કોઈ પણ મુકદમામાં વહિવટદાર નીમવાની જરૂર માલમ પડે તો, પોતાને યોગ્ય લાગે તેનું નામ લખીને ડીસ્ટ્રીકટ કોરટને મોકલવું. પછી તે કોરટ તે માણસને નીમવાની પરવાનગી આપે અગર પોતાની નજરમાં આવે તેવો બીજો હુકમ કરે.

# ભાગ ૫ મો.

## ખાસ કામો.

---

## બાબ ૩૫ મો.

### લવાદને સોંપવા બાબત.

૫૦૬ કોઇ દાવાના પક્ષકારોની મરજી એવી હોય કે દાવામાં જે વાંધાની વાત અમારા બેઉ વચમાં છે તે લવાદને સોંપવી જોઈએ, તો તેઓ જાતે અગર તે બાબતમાં નીમેલા વકીલની મારફતે લવાદને સોંપવાને અરજ કરી શકે છે.

તે અરજી લખેલી જોઈએ અને તેમાં જે વાંધાની વાત તેમને સોંપવી હોય તે લખવી જોઈએ.

૫૦૭ જે લવાદો નીમવાને બેઉ પક્ષકારો એકમત થએલા હોય તે લવાદોને નીમવા જોઈએ. જો પક્ષકારો કિયા લવાદોને નીમવા તે બાબત એકમત ના થાય અગર તેઓની મરજી કોરટ પાસે નીમાવવાની હોય તો કોરટે લવાદ નીમવા.

૫૦૮ કોરટે લવાદ નીમવાનો હુકમ કરવો તેમાં પક્ષકારો વચેના વાંધાની વાત તથા કેટલી મુદતમાં તેનો નીકાલ કરવો તે લખવું.

જ્યારે એક વખત મુકરદમો લવાદને સોંપવામા આવે

કોરટકે તેના તે દાવામાં હુકમ પછી જે ઠરાવ છે તે શિવાય કોરટે તેની કાંઈ વ્યવસ્થા કરવી નહી.

૫૦૯ જો બે અગર વધારે લવાદને મુકરદમો સોંપવામાં આવે અને તેઓના અભિપ્રાયમાં તફાવત પડે તો તે બાબત સરપંચ નીમવો વિગરે ઈલાજ કરવાનો ઠરાવ તેમાં લખવો.

૫૧૦ જો કોઈ લવાદ અગર સરપંચ મરણ પામે અગર કામ કરવાને ના કહે અગર કસુર કરે અગર નાલાયક થાય વિગરે કારણો હોય તો, કોરટ પોતાની નજરમાં આવે તે સખસને નવો લવાદ અગર સરપચ નીમી શકે છે.

૫૧૧ જો લવાદોને સરપંચ નીમવાનો અખત્યાર આપવામાં આવેલો હોય અને તેઓ તે નીમવામાં કસુર કરે તો, કોઈ પણ પક્ષકાર લવાદો ઉપર સરપંચ નીમવાને લખેલી નોટીસ બજાવી શકે છે અને તે નોટીસથી સાત દીવસમાં અગર કોરટ બીજી જેટલી મુદત આપે તેટલી મુદતમાં સરપંચ નીમવામાં આવે નહી તો, જે પક્ષકારે નોટીસ આપી હોય તે પક્ષકારની અરજ ઉપરથી કોરટ સરપંચ નીમી શકે છે.

૫૧૨ કલમ ૫૦૯, ૫૧૦ અગર ૫૧૧ પ્રમાણે લવાદ અગર સરપંચ નીમવામાં આવ્યો હોય તો તેને જાણે લવાદ તરફ મુકરદમો મોકલવાનો હુકમ લખેલો હોય તેમાં નામ દાખલ હોય તે પ્રમાણે કરવાને અખત્યાર છે.

૫૧૩ જે પક્ષકાર અને શાહેદીવાને લવાદો અને સરપંચ

તપાસવાને ઈચ્છા રાખતા હોય તે પક્ષકાર અને શાહેદીયોના ઉપર કોરટની રૂબરૂ મુકરદમાની તપાસ થતી હોય તે પ્રમાણે પ્રોસેસ કાહાડી શકે છે.*

જે સખસો આ પ્રોસેસ પ્રમાણે હાજર થાય નહી અગર બીજી કોઈ કસુર કરે તો, જાણે કોરટની રૂબરૂ તેવા કામમાં તે-વોએ ગુન્હો કરયો હોય તે પ્રમાણે શિક્ષા તથા નુકશાનને પાત્રથશે.

૫૧૪ જરૂરીઆત પુરાવા અગર હકીકત નહી મળવાથી અગર બીજા કોઈ કારણથી લવાદો હુકમમાં બતાવેલી મુદ-તમાં પુરેપુરો ફેંસલો આપી શકે નહીં તો, કોરટની નજરમાં આવે તો જાસ્તી મુદત વખતે વખતે તે કારણસર આપવી અગર લવાદોને રદ કરીને તે મુકરદમો ચલાવવો.

૫૧૫ જ્યારે સરપંચ નીમવામાં આવ્યો હોય અને ની-મેલી મુદતે ફેંસલો આપ્યા વગર મુદત વીતી જવા દીધી હોય અ-થર લવાદોએ કોરટને અગર સરપંચને એવી લખેલી નોટીસ આપી હોય કે અમો એકમત થતા નથી, તો સરપંચે લવાદોને બદલે પોતે રેફરન્સ કરવું.

૫૧૬ જ્યારે કોઈ દાવામાં ફેંસલો કરવામાં આવે ત્યારે તે ફેંસલો કરનારે તે ઉપર સહી કરી કોરટમાં જુબાનીયો તથા દસ્તાવેજો પોતાની રૂબરૂ શાબીત પુએલા હોય અને પોતે જે લીધા હોય તે તમામ કોરટમાં ફાઈલ કરવા અને તે ફાઈલ કરયાની નોટીસ પક્ષકારોને આપવી.

૫૧૭ જ્યારે કોરટના હુકમથી લવાદ તરફ કામ મોકલવામાં આવ્યું હોય ત્યારે લવાદ અગર સરપંચ કોરટના અનુમત સાથે તમામ બાબતનો અગર થોડી બાબતનો ખાસ હકીકત તરીકે ફેંસલો કોરટને અભિપ્રાય સારૂ આપે, પછી કોરટે તે ઉપર પોતાનો અભિપ્રાય આપવો અને તે અભિપ્રાય ફેંસલાનો એક ભાગ સમજવો.

૫૧૮ જ્યારે કોરટને એમ જણાય કે ફેંસલાનો કોઈ ભાગ નહી પુછેલી બાબત ઉપર કરવામાં આવ્યો હશે અને તે ભાગ પુછેલી બાબતના ફેંસલાને હરકત નહી થતાં જુદો નીકળી શકે એવો છે, અગર નમુના પ્રમાણે તે ફેંસલો અધુરો છે અગર તેમાં કાંઈ દેખીતી ચુક છે અને તે ફેંસલાને હરકત થયા વિના દુરસ્ત થઈ શકે એવી છે તો, કોરટ તે ફેંસલો દુરસ્ત કરવાને હુકમ કરી શકે છે.

૫૧૯ જો કાંઈ ખરચ સબંધી સ્વાલ ઉત્પન્ન થાય અને ફેંસલામાં તે સબંધી જોઈતો ઠરાવ ના હોય તો તે બાબતમાં કોરટને દુરસ્ત લાગે તેવો હુકમ કરવો.

૫૨૦ જ્યારે કાંઈ પુછેલી બાબતનો નીકાલ કરવો ફેંસલામાં રહી ગયો હોય અગર નહી પુછેલી બાબતનો નીકાલ કરવામાં આવેલો હોય અગર ફેંસલો એવો હદ વગરનો હોય કે જેથી તે બજાવી શકાય એવો ના હોય અગર ફેંસલો જોતાંજ કાયદાની હરકત હોય તો, કોરટ લવાદોને અગર સરપંચને

ફરીથી વિચાર કરવા સારૂ બ્યાજબી જણાય તેવી શરતોની સાથે તે ફેસલો અગર કાંઈ બાબત પાછી સોંપી શકે છે.

૫૨૧ કલમ ૫૨૦ પ્રમાણે ફેસલો પાછો સોંપવામાં આવેલો હોય અને તે બાબત લવાદ અગર સરપંચ તેનો ફરીથી વિચાર કરવાની ના કહે તો તે ફેસલો રદ થાય છે. પરંતુ કોઈ ફેસલો નીચેના કારણ શિવાય બીજી રીતે રદ કરવામાં આવશે નહી.

(अ) લવાદ અગર સરપંચ રૂશ્વત લે અગર બદચાલ ચલાવે;

(ख) કોઈ પક્ષકાર જે હકીકત જાહેર કરવી જોઈએ તે કપટથી છુપાવે અગર જાણીબુજીને લવાદ અગર સરપંચને આડે રસ્તે દોર અગર ઠગે;

(क) કોરટે લવાદ રદ કરવાને મુકરદમો પાછો મોકલવાનો હુકમ કરયા પછી ફેસલો આપવામાં આવેલો હોય તો;

અને કોરટે નીમેલી મુદતમાં કોઈ ફેસલો આપવામાં આવે નહી તો તે ફેસલો બળવાન નથી.

૫૨૨ ફરીથી વિચાર કરવાને ફેસલો અથવા તેમાની કાંઈ પણ બાબત પાછી સોંપવાનું કાંઈ પણ કારણ કોરટની નજરમાં ના આવે અને તે ફેસલો રદ કરવાને માટે કાંઈ અરજી કરવામાં આવેલી ના હોય અગર કરવામાં આવેલી હોય તો તે નામંજુર કરવામાં આવી હોય તો, તેવી અરજી કરે-

વાની મુદત વિતી ગયા પછી કોરટે લવાદના ફેંસલા પ્રમાણે ફેંસલો આપવો, અગર લવાદનો ફેંસલો ખાસ હકીકત તરીકે કોરટના અભિપ્રાય સારૂ મોકલવામાં આવ્યો હોય તો તે બાબતમાં કોરટે પોતાના અભિપ્રાય પ્રમાણે ફેંસલો આપવો તે ઉપરથી હુકમનામું થશે, અને આ કાયદામાં જે હુકમનામાં બજાવવાની રીતી બતાવવામાં આવી છે તે પ્રમાણે બજશે. જો તે હુકમનામું ફેંસલા પ્રમાણે નહી હોય અગર તેથી કાંઈ તેમાં વધારે હશે તો તે ઉપર અપીલ ચાલશે, શિવાય તે ઉપર અપીલ ચાલશે નહી.

પ૨૩ જ્યારે કોઈ સખશો લખતથી એમ કબુલ કરે કે તેઓની વચમા જે વાંધો છે તે કરારમાં લખેલા સખસોને લવાદ નીમીને નીકાલ કરવા સારૂ સોંપવો, અગર જે બાબત સબંધી તે કરાર હોય તે બાબત સબંધી જે કોરટને હકુમત હોય તે કોરટ નીમે તે લવાદને સોંપવો, તો તે કરારના પક્ષકાર અગર તેમાંનો કોઈ એવી અરજ કરી શકે છે કે સદરહુ કરાર કોરટમાં ફાઈલ કરો.

આ અરજી લખેલી જોઈએ અને તેના ઉપર નંબર નાંખી પક્ષકારો વચ્ચે દાવો છે એમ સમજવું જોઈએ, અને તેમાં જે પ્રમાણે તેનો સબંધ હોય તે પ્રમાણે વાદી અગર પ્રતીવાદી ગણવા જોઈએ. પણ તે પ્રસંગે તે અરજી તમામ પક્ષકારોએ આપેલી જોઈએ, અગર જો બીજી રીતે આપ-

વામાં આવેલી હોય તો તે અરજી આપનાર પક્ષકારને વાદી અને બીજા પક્ષકારને પ્રતીવાદી ગણવા જોઈએ.

સદરહુ અરજ થતાં કોરટે કરારના પક્ષકારો કે જે અરજ કરવામાં સામેલ ના હોય તેઓને નોટીસ આપવી કે, તેમાં બતાવેલી મુદતમાં સદરહુ કરાર ફાઈલ શાવાસ્તે ના કરવો તેનું કારણ બતાવવું.

જો પાકું કારણ બતાવવામાં ના આવે તો કોરટે તે કરાર ફાઈલ કરવો અને તે ઉપરથી લવાદને સોંપવાને અને જો તે કરારમાં લવાદનું નામ બતાવવામાં આવેલું ના હોય તો લવાદ નીમવાનો હુકમ કરવો.

પ૨૪ કલમ પ૨૩ પ્રમાણે જે કાંઈ કામ ચાલવામાં આવ્યું હશે તથા તે ઉપરથી જે લવાદે ફેંસલો કરયો હશે અને તેની રૂઈએ જે હુકમનામું થયું હશે તે હુકમનામાની બજાવણીને આ બાબમાં આગળ જે ઠરાવો છે તે સદરહુ ફાઈલ કરેલા કરારથી વિરૂધ્ધ ના હોય તે લાગુ થશે.

પ૨પ જ્યારે કોઈ બાબત લવાદોને ઈનસાફની કોરટ મારફતે સોંપવામાં આવી ના હોય અને ફેંસલો લવાદોએ કરેલો હોય તો, તે ફેંસલામાં જે સબબસનું હીત હોય તે સબસે તે બાબતમાં નીચામાં નીચા દરજ્જાની હકુમતવાળી કોરટમા તે ફેંસલો ફાઈલ કરવાને અરજી કરવી.

તે અરજી લખેલી જોઈએ અને તેના ઉપર નંબર ના-

બી જાણે અરજદાર વાદી અને બીજા પક્ષકાર પ્રતીવાદી હોય એ પ્રમાણે ગણી નોંધવી જોઈએ.

ત્યાર પછી કોરટે અરજદાર શિવાય બીજા પક્ષકારોને નોટીસ આપવી કે તેમાં બતાવેલી મુદતમાં તે ફેસલો શા વાસ્તે ફાઈલ ન કરવો તેનું કારણ બતાવવું.

*૫૨૬ કલમ ૫૨૦ અને ૫૨૧ માં બતાવ્યા પ્રમાણે કાંઈ કારણ બતાવવામાં આવે નહી તો, કોરટે ફેસલો ફાઈલ કરવાનો હુકમ કરવો, અને તે ફેંસલાનો અસર જાણે આ બાબના ઠરાવ પ્રમાણે ફેંસલો કરયા છે તે પ્રમાણે થશે.

---

## બાબ ૩૮ મો.

### પક્ષકારોના કરારો ઊપરથી કામ ચલાવવા બાબત.

૫૨૭ કોઈ હકીકત અગર કાયદાના સવાલનો નીકાલ કરવાને જે સખસોનું હીત હોય તે સખસ જો એવો લખીત કરાર કરે કે, અમુક સવાલ કોરટના અભિપ્રાય સારૂ પુછવો અને કોરટ ઠરાવે તે પ્રમાણે અમુક કામ કરવું કિંવા ન કરવું, તો તેમાં હકીકત જુદી જુદી કલમો પાડી સારાંઉસમાં લખવી વિગરે.

૫૨૮ જો તે કરાર કોઈ મીલકત આપવાને અગર અમુક કામ કરવાને અગર નહી કરવાને હોય તો, તે મીલકતના

ઓશારાની કીમત અગર તે કામ સબંધી જે રકમ હોય તે રકમ તે કરારમાં લખવી.

૫૨૯ સદરહુ પ્રમાણે હકુમતવાળી કોરટમાં તે કરાર ફાઈલ કરવામાં આવે તો તે કરારમાં પક્ષકારો જેઓ સબંધ રાખતા હોય તે પ્રમાણે વાદી પ્રતીવાદી ગણવા, અને તે કરાર જે પક્ષકારોએ રજુ કરેલો હોય તે શિવાયના તમામ પક્ષકારોને નોટીસ આપવી.

૫૩૦ જ્યારે કરાર ફાઈલ કરવામાં આવે ત્યારે તે કરારના પક્ષકારો કોરટની હકુમતમાં સમજવા અને તે કરારમાં જે હકીકત લખેલી છે તેથી તે બંધાએલા છે.

૫૩૧ તેની સુનાવણી થવાને બાબ ૫ માં જે પ્રમાણે મુકરદમાની સુનાવણી કરવાને ઠરાવેલું છે તે પ્રમાણે કરવી.

અને જો કોરટને પક્ષકારોને તપાશી પુરાવ લીધા બાદ ખાત્રી થાય કે પક્ષકારોએ ઠગાજબી રીતે કરાર કરેલો છે, અને તેની અંદર લખેલા સવાલની બાબતમાં તેઓનું વાસ્તવિક રીતે હીત રહેલું છે અને તેનો નીકાલ કરવા લાયક છે તો કોરટે સામાન્ય મુકરદમામાં જે ફેંસલો કરે તે પ્રમાણે ફેંસલો કરવો. અને તે ઉપરથી જે હુકમનામું થશે તે આ કાયદામાં જે પ્રમાણે હુકમનામાં બજાવવાની રીતી કહી છે તે પ્રમાણે બજાવવામાં આવશે.

# બાબ ૩૯ મો.

## વેચાય એવા લેખની રૂઇએ સંક્ષેપ કામ ચલાવવાની રીત.

૫૩૨ હરકોઈ કોરટ કે જેને આ કલમ લાગુ થાય છે તે કોરટમાં બીલ આફ એક્સચેંજ, હુંડી, અગર પ્રામીસરીનોટની રૂઇએ જે વાદીને આ બાબ પ્રમાણે દાવો કરવાની મરજી હોયં તેણે આ કાયદામાં દાવાની અરજીનો જે નમુનો બતાવેલો છે તેવી અરજી દાખલ કરી કરવો. પરંતુ તેનો સમન્સ આ લગાયત જોડેલા ચોથા પરીસીષ્ટમાં નંબર ૧૭૨ નો નમુનો છે તે પ્રમાણે અગર હાયકોરટ વખતે વખતે ઠરાવે તે પ્રમાણે કરવો.

જો સદરહુ નમુના પ્રમાણે દાવાની અરજી તથા સમન્સ હોય અને પ્રતીવાદી હાજર થાય નહી અગર દાવાનો જવાબ દે નહી અગર હાજર થઈ જવાબ દેવાને તેને પરવાનગી આપેલી ના હોય તો સમન્સમાં બતાવેલી રકમનું વાદીને હુકમનામું મળવાનો હક છે વિગરે.

૫૩૩ પ્રતીવાદીની અરજ ઉપરથી હાજર થઈ જવાબ દેવાને જો તે સમન્સમાં બતાવેલી રકમ ભરે અગર બીજી શરતોની સાથે કોરટ પરવાનગી આપે તો તે આપી શકે છે.

૫૩૪ હુકમનામું કર્યા પછી ખાસ હકીકત હોયતો કોરટ તે હુકમનામું રદ કરી શકે છે, અને પ્રતીવાદીને હાજર થઈ

જવાબ દેવાની પરવાનગી આપી શકે છે.

૫૩૫ આ બાબ પ્રમાણેના કામમાં કોઈ હુંડી, નોટ અગર બીલની રૂઈએ દાવો હોય તો તે હુંડી, નોટ અગર બીલ કોરટના અમલદાર પાસે અનામત રાખવું એવો હુકમ કરી શકેછે. અને વળી તે એવો પણ હુકમ કરી શકેછે કે વાદી ખરચના જામીન આપે ત્યાંહાં સુધી તમામ કામ બંધ રાખવું.

૫૩૬ દરેક વગર શીકારેલા બીલ આફ એક્સચેંજ અગર પ્રામીસરીનોટ, જેની પાસે હોય તે શીકારવામાં નહી આવવાથી જે ખરચ તે નોંધાવવા વિગરેમાં થાય તે વસુલ કરવાને તેને પણ તેજ ઈલાજછે.

૫૩૭ કલમ ૫૩૨ થી ૫૩૬ સુધીમાં દાવા ચલાવવાની જે રીતી બતાવેલીછે તે શિવાય આ બાબ પ્રમાણેના દાવા બાબ ૫ પ્રમાણે ચલાવવા.

૫૩૮ કલમ ૫૩૨ થી ૫૩૭ સુધીના નિયમો હાયકોરટ, રંગુનના રીકાડરની કોરટ, કલકત્તા, મદ્રાસ અને મુંબાઈ મધેની સ્માલકાજ કોરટો અને કરાંચીના જડજની કોરટ તથા બીજી હરકોઈ દિવાની અસલ હકુમતની કોરટ જેને સ્થાનિક સરકાર સરકારી ગેઝીટમા જાહેરખબર પ્રસિદ્ધ કરી તે લાગુ કરે તેને લાગુ થશે વિગરે.



## ભાગ ૪૦ મો.

### સાર્વજનીક ધર્માદા બાબતના દાવા વિષે.

૫૩૯ સાર્વજનીક ધર્માદા બાબત કાંઈ ખુલો અગર અ-
ર્થ ટ્રસ્ટ ઉત્પન્ન કરેલો હોય અને તે તોડવામાં આવે અ-
ગર તેના કારોબારને માટે કોરટના હુકમની જરૂર જણાવી
હોય તો, આડવોકેટ જનરલ અગર તેની પરવાનગી આપે બે
અગર વધારે ટ્રસ્ટીઓ હાયકોરટમાં અગર જીલ્લાકોરટ જેની
હદમાં ટ્રસ્ટવાળી મીલકત હોય તે કોરટમાં દાવો કરી નવા
ટ્રસ્ટી નીમવા વિગરે કારણસર હુકમનામું મળવા દાવો કરી
શકે છે વિગરે.

# ભાગ ૬ ઠો.

## અપીલો વિષે.

---

## બાબ ૪૧ મો.

### અસલ હુકમનામા ઉપરથી અપીલો વિષે.

૫૪૦ આ કાયદામાં અગર બીજા કોઈ ચાલુ કાયદામાં બીજી રીતે ફરમાવ્યું નહી હોય તો અસલ કોરટના હુકમનામા ઉપર અગર તેના કોઈ ભાગ ઉપર જે કોરટને અપીલો સાંભળવાનો અખત્યાર હોય તે કોરટ અપીલ સાંભળશે.

૫૪૧ અપીલ મેમોરેન્ડમના રૂપમાં લખી અપીલવાળાએ આપવી જોઈએ, અને જે હુકમનામા ઉપર તે કરવાની હોય તે હુકમનામાની નકલ અને કોરટ બીજી રીતે ફરમાવે નહી તો ફેંસલાની નકલ પણ આપવી.

તે અપીલમાં સારાંશમાં જુદી જુદી બાબતો હુકમનામા વિરૂદ્ધ હરકત તરીકે લખવાની હોય તે લખવી પણ તેમાં કાંઈ તકરાર અગર હકીકત આવવી જોઈએ નહી. અને તે ઉપર અનુક્રમે નંબર પાડવો જોઈએ.

૫૪૨ કોરટની પરવાનગી શિવાય અપીલવાળાને સાંભળવો નહી, પણ કોરટે અપીલનો ફેંસલો કરતાં અપીલવાળાએ જે સબબો અપીલમાં બતાવેલા હોય તેજ ફક્ત સબબો જોઈને ફેંસલો કરવો નહી.

પરંતુ અપીલવાળાએ જે સબબ બતાવેલો ના હોય તે સબબ વિશે અપીલના પ્રતીવાદીને તકરાર કરવાને જોઈતો લાગ મળેલો ના હોય તો તે સબબ ઉપરથી કોરટે ફેંસલો કરવો નહી.

૫૪૩ આગળ બતાવ્યા પ્રમાણે જો અપીલની યાદદાસ્ત લખવામાં આવેલી ના હોય ત્યારે કોરટ તે નામંજુર કરી શકે છે, અગર અમુક મુદત ઠરાવી તે મુદતમાં દુરસ્ત કરી આપવાને પાછી આપી શકે છે અગર તેને તે વખતે દુરસ્તકરી શકેછે.

જ્યારે ના મંજુર કરવામાં આવે ત્યારે કોરટે તે નામંજુર કરવાનો શેરો કરવો.

જ્યારે દુરસ્ત કરવામાં આવે ત્યારે તે ઉપર જડજે અગર નીમેલા અધિકારીએ સહી કરવી.

૫૪૪ જ્યારે એક કરતાં વધારે વાદી અગર પ્રતીવાદી હોય અને જે હુકમનામા વિરૂધ્ધ અપીલ કરવામા આવે તે તમામ વાદીયો અગર તમામ પ્રતીવાદીયોની બાબતમાં એક સરખું હીત હોય, અને તેમાંનો એક વાદી અગર એક પ્રતીવાદી તે હુકમનામા વિરૂધ્ધ અપીલ કરે તો, કોરટ તમામ વાદી અગર પ્રતીવાદીના લાભમાં હુકમનામું ફેરાવી શકે છે અગર દુરસ્ત કરી શકે છે.

અપીલ થએલાં હુકમનામા બજાવવાં બંધ રાખવા તથા બજાવવા બાબત.

૫૪૫ ફક્ત અપીલ કરવાના કારણથી હુકમનામાંની બં-

જાવણી બંધ રહેશે નહી પણ અપીલકોરટ જોઈતો સબબ હશે તો તે બંધ રાખવાને મુખત્યાર છે.

અપીલ કરવાની મુદત પુરી થતાં પેહેલાં હુકમનામાની બજાવણી બંધ રાખવાને અરજ કરવામાં આવે તો, હુકમનામું કરનારી કોરટ જોઈતો સબબ હશે તો તે પ્રમાણે હુકમ કરવાને મુખત્યાર છે. પરંતુ આ કલમ પ્રમાણે તેવો હુકમ કરવાને એવી ખાત્રી થવી જોઈએ કે તે હુકમ કરવામાં નહી આવે તો અરજ કરનાર પક્ષકારને ખરેખરૂં નુકશાન થશે તથા અરજ ખોટી રીતે ઢીલ નહી કરતાં કરવામા આવેલી છે તથા તેણે જામીન આપેલા છે.

૫૪૬ જે હુકમનામા ઉપર અપીલ ચાલુ હોય તે દરમિયાનમા તે હુકમનામું બજાવવાનો હુકમ કરવામાં આવે અને અપીલવાળો પાકું કારણ બતાવે તો હુકમનામાની બજાવણીમાં તેની પાસેથી જે મીલકત જાય તે પાછી મળવા વિગરે કારણસર હુકમનામું કરનારી કોરટ જામીન માગવા અગર તેવો હુકમ કરવાને અપીલકોરટ મુખત્યાર છે.

જો હુકમનામું બજાવવામાં સ્થાવર મીલકત વેચવાનો હુકમ કરવામાં આવે તો, કોરટને અરજ કરવા ઉપરથી જોઈતી શરતો કરી તે અપીલ ચુકતાં સુધી તે હુકમ કોર્ટ બંધ રાખવો.

૫૪૭ કલમ ૫૪૫ અને ૫૪૬ પ્રમાણેના જામીન સેક્રેટરી આફ સ્ટેટ ફોર ઇંડીઆ અગર કોઈ સારકારી અધિકારી કે

જેની તરફથી સરકારે જવાબ આપવો માથે લીધેલો હોય તેના જામીન લેવા નહી.

હુકમનામા ઉપર થએલી અપીલોનું કામ ચલાવવા બાબત.

૫૪૮ જ્યારે અપીલની યાદદાસ્ત દાખલ કરવામાં આવે ત્યારે અપીલકોરટે અગર તેના યોગ્ય અધિકારીએ તે આપ્યા તારીખનો ઘેરો કરી એક બુક રાખવામાં આવી હોય તેમાં નોંધવી, અને તે બુકને અપીલનું રજીસ્ટર કહેવામાં આવશે.

૫૪૯ અપીલના પ્રતીવાદીને હાજર થઈ જવાબ દેવાને બોલાવતાં પેહેલાં અગર ત્યારપછી તે પ્રતીવાદીની અરજ ઉપરથી અપીલવાળાની અપીલના અગર અસલ દાવાના અગર બેઉ કોરટના ખરચના જામીન અપીલવાળા પાસેથી માગવાને મુખત્યાર છે.

પરંતુ જે કામમાં અપીલવાળો હિંદુસ્થાનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યની બાહાર રહેતો હોય અને હિંદુસ્થનમાં ઈંગ્રેજ સરકારના રાજ્યમાં અપીલવાળી સ્થાવર મીલકત શિવાય બીજી સ્થાવર મીલકત હોય નહી, તો અપીલકોરટે તેના જામીન માગવા.

કોરટે ફરમાવેલી મુદતમાં જો જામીન આપવામાં ના આવે તો કોરટે અપીલ નામંજુર કરવી.

૫૫૦ જ્યારે અપીલની યાદદાસ્ત નોંધવામાં આવે ત્યારે અપીલકોરટે તે અપીલની નોટીસ જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટને મોકલવી

પછી તે કોરટે જો તે કામના કાગળો અપીલકોરટમાં મોકલ્યા ના હોય તો તે મોકલવા.

દરેક પક્ષકાર જે કોરટનું હુકમનામું હોય તે કોરટને જે કાગળની નકલ જોઈતી હોય તે નકલો લેવા અરજ કરી શકે છે અને તે નકલ અરજદારના ખરચથી થશે.

૫૫૧ અપીલવાળાને તથા તેના વકીલને સાંભળવાની મુદત ઠરાવી તેને સાંભળ્યા બાદ જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે હુકમનામું કરનાર અસલકોરટને તથા અપીલના પ્રતીવાદીને તથા વકીલને નોટીસ કરવી પણ તેવું કરવાનું કોરટની નજરમાં ના આવે તો તે કરયા સીવાય પણ અપીલ બાહાલ રાખી શકે છે. પણ જો તે પ્રમાણે બાહાલ રાખવામાં આવે તો તે કોરટને ખબર આપવી.

૫૫૨ જો કલમ ૫૫૧ પ્રમાણે અસલકોરટનો ફેસલો બાહાલ રાખવામાં ના આવે તો તે અપીલ સાંભળવાને દીવશ ઠરાવવો અને તે દીવશ ઠરાવવાને કોરટના ચાલતા કામ વિગરે બાબત ઉપર નજર રાખવી.

૫૫૩ સદરહુ પ્રમાણે નીમેલા દીવશની નોટીસ અપીલ કોરટના મકાનમાં ચોહોડવી અને જે કોરટના હુકમનામા ઉપર અપીલ થએલી હોય તે કોરટને મોકલવી તથા રેસપાનડેન્ટ અગર અપીલકોરટમાં તેના વકીલ ઉપર બાબ ૬ માં સમન્સ બજનવવા બાબત જે ઠરાવછે તે પ્રમાણે બજાવવી વિગરે.

૫૫૪ અપીલના પ્રતીવાદી ઉપર જે નોટીસ કાહાડવી તે-

માં લખવું કે જો તે નીમેલે દીવસે હાજર થશે નહી તો અપીલ એકતરફી સાંભળવામાં આવશે.

સુનાવણી વખતે કામ ચલાવવાની રીતી બાબત.

૫૫૫ ઠરાવેલે દીવસે અગર હરકોઇ બીજે દીવસે સુનાવણી જ્યાં સુધી બંધ રાખવામાં આવી હશે તે દીવસે જે પક્ષકારને શરૂ કરવાનો હક હોય તે પક્ષકારને સાંભળવો અને તે વિરૂદ્ધ પક્ષકાર હોય તેને ત્યારપછી સાંભળવો. બાદ જે પક્ષકારને શરૂ કરવાનો હોય તેને જવાબ દેવાનો હક છે.

૫૫૬ સદરહુ ઉપલી કલમો બતાવેલે દીવસે અપીલવાળો હાજર નહી થાય તો અપીલ કાહાડી નાંખવામાં આવશે. અને અપીલવાળો હાજર થાય અને અપીલનો પ્રતીવાદી હાજર ના થાય તો તે એકતરફી સાંભળવામાં આવશે.

૫૫૭ જો તે દીવશે અપીલના પ્રતીવાદી ઉપર નોટીસ અપીલવાળાએ બજાવણીનું ખરચ ભરવાને કસુર કર્યાથી પોહોચી નહી હશે તો, અપીલ કાહાડી નાંખવામાં આવશે.

પણ જો તે દીવસે અપીલનો પ્રતીવાદી અગર તેનો મુખત્યાર હાજર થાય તો તે પ્રમાણે હુકમ કરવો નહી.

૫૫૮ જો કલમ ૫૫૬ અગર ૫૫૭ પ્રમાણે અપીલ કાહાડી નાંખવામાં આવી હોય અને અપીલવાળો અરજ કરી એમ શાબીત કરી આપે કે તે દીવસે તેને નહી હાજર થવાને પાકુ કારણ હતું અગર નોટીસ બજાવવાનું ખરચ નહી ભ-

રવાને પાકું કારણ હતું તો ખરચ બાબત કોરટની નજરમાં આવે તેવો હુકમ કરી આપીલ ફરી દાખલ કરી શકે છે.

૫૫૯ જો સુનાવણી વખતે કોરટને એમ માલુમ પડે કે અમુક પક્ષકાર અસલ દાવામાં હતો અને તેને અપીલના પરીણામ સાથે હીત છતાં આપીલમાં પક્ષકાર કરવામાં આવ્યો નથી તો કોરટે સુનાવણીનો બીજો દીવશ ઠરાવવો અને તે પક્ષકારને સામેલ કરવો.

૫૬૦ આપીલનો પ્રતીવાદી સુનાવણીને દીવસે હાજર નહી થવાથી તે એકતરફી સાંભળવામાં આવેલી હોય અને આપીલના પ્રતીવાદી વિરૂધ્ધ ફેસલો કરવામાં આવેલો હોય કે તેથી આપીલનો પ્રતીવાદી આવી અરજ કરે અને શાબેત કરી આપે કે તેને નહી આવવાનો પાકો સબબ હતો, તો ખરચ વિશે કોરટની નજરમાં આવે તેવો હુકમ કરી તે અપીલની ફરી સુનાવણી કરવી.

૫૬૧ હુકમનામાના કોઈ ભાગ ઊપર આપીલના પ્રતીવાદીએ આપીલ કરેલી નહી હોયતો, તે પ્રતીવાદીનો હુકમનામાની પુષ્ટીમાં તકરાર કરવાનો હક છે એટલુંજ નહી પણ જે ભાગ ઉપર તેણે આપીલ કરી હોત ને જે હરકતો તે લઈ સકત તે હરકતો તે લેઈશકે છે. અને તે પ્રસંગે તે પ્રતીવાદીએ આપીલવાળાને અગર તેના વકીલને સાત દીવસ પહેલાં તે બાબતની નોટીસ આપવી જોઈએ.

આવી હરકત અપીલની યાદદાસ્તનારૂપમાં લખવી જોઈએ અને તેને કલમ ૫૪૨ ના નિયમ લાગુ પડશે.

૫૬૨ જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટે દાવાની વ્યવસ્થા આરંભના મુદ્દા ઉપર કરેલી હોય કે જેથી હકીકત બાબતનો પુરાવ લેવામાં આવ્યો ના હોય, અને અપીલકોરટમાં આરંભના મુદ્દા ઉપરનો ફેંસલો ફેરવવામાં આવે અને અપીલકોરટની નજરમાં એમ આવે કે હકીકત બાબતનો પુરાવ લેવો જરૂર છે તો, અપીલકોરટે અપીલમાં જે હુકમ કરેલો હોય તે હુકમની નકલ સાથે પુરાવ લેવાને તે કામ પાછું મોકલવા મુખત્યાર છે. જો અપીલકોરટની નજરમાં એમ આવે કે કિયા ઈશ્યુની તપાસ કરવી બતાવવું જરૂર છે તો તે કોરટ ફરમાવવાને મુખત્યાર છે.

૫૬૩ જ્યારે મુકદમો પુરાવ લેવાને પાછો મોકલવામાં આવે ત્યારે જે પુરાવ લેવાને પાછો મોકલવામાં આવ્યો હોય તે પુરાવ વિરૂદ્ધ જે આપવામાં આવે તે લેવો, શિવાય બીજો લેવો નહી.

૫૬૪ કલમ ૫૬૨ માં ઠરાવ છે તે શિવાય બીજો ઠરાવ કરવાને કોરટે કામ પાછું મોકલવું નહી.

૫૬૫ જ્યારે દફતર ઉપર ફેંસલો આપવાને બસ પુરાવ હોય ત્યારે જરૂર હોય તો ઈશ્યુ ફરી નક્કી કરી આખરનો ફેંસલો અપીલકોરટે આપવો. પછી જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટે અપીલકોરટ જે

મુદ્દા ઉપર ફેંસલો આપે તેથી કેવળ જુદા મુદ્દા ઉપર ફેં-સલો આપેલો હોય તેની ચીંતા નહી.

૫૬૬ જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટે અમુક ઈશ્યુ કાહાડેલો ના હોય અગર અમુક ઈશ્યુનો તપાસ કરેલો ના હોય અને તેનો નીકાલ કરવાને દફતર ઉપર જોઈતો પુરાવ ના હોય તો, અપીલકોરટ તે ઈ-શ્યુ કાહાડી તે બાબત પુરાવ લેવાને કામ પાછું મોકલી શકે છે, અને જે કોરટમાં તે કામ પાછું મોકલવામાં આવ્યું હોય તે કોરટે તે ઈશ્યુનો તપાસ કરવો અને અપીલકોરટને તે પુ-રાવ તથા પોતાના અભિપ્રાય સાથે તે કામ પાછું મોકલવું.

૫૬૭ સદરહુ અભિપ્રાય તથા પુરાવ એ દફતરનો ભાગ ગણાશે, અને પક્ષકાર ઠરાવેલી મુદતમાં તે અભિપ્રાય વિરૂદ્ધ, કાંઈ હરકત હશે તો તેની યાદદાસ્ત આપવાને મુખત્યાર છે.

તે મુદત વીતી ગયા બાદ અપીલકોરટે તે અપીલનો ફેં-સલો આપવો.

૫૬૮ અપીલના પક્ષકારને દસ્તાવેજી અગર મુખજુબાની ના વધારાનો પુરાવ આપવાને હક નથી, પણ જો જે પુરાવ દાખલ કરવો જોઈએ તે પુરાવ અસલકોરટે લીધો નહી હોય અગર અપીલકોરટને અમુક દસ્તાવેજ અગર સાક્ષીયો બરે-બરો ફેંસલો કરવાને તપાસવાની જરૂર હોય તો તેવો પુરાવ અપીલકોરટ લેઈ શકે છે, તોપણ તેવા પ્રસંગે વધારાનો પુ-

રાવ લેવાને દફતરમાં કારણ લખવાં.

૫૬૯ જ્યારે વધારાનો પુરાવ ગુજારવાને અપીલકોરટ ફરમાવે ત્યારે તે અપીલકોરટ પોતાની મેળે લે, અગર જે કોરટના હુકમનામાં વિરૂદ્ધ અપીલ કરવામા આવી હોય તે કોરટને અગર હરકોઈ બીજી તાબાની કોરટને તે પુરાવ લેઈ અપીલકોરટમા મોકલવાને ફરમાવી શકે છે.

૫૭૦ જ્યારે વધારાનો પુરાવ લેવાનું અપીલકોરટ ફરમાવે ત્યારે કિયા મુદ્દા ઉપર લેવો તે અપીલકોરટે ફરમાવવું જોઈએ, અને તે મુદ્દા દફતરમાં દાખલ કરવા જોઈએ.

## અપીલના ફેસલા વિષે.

૫૭૧ પક્ષકારો અગર તેના વકીલોને સાંભળી તથા અપીલમાં અગર જે કોરટના ફેસલા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટના પ્રોસીડીંગનો કાંઈ ભાગ જરૂર હોય તે જોઈ અપીલકોરટે તરત અગર હરકોઈ બીજે દીવસે ખુલ્લી કોરટમાં ફેસલો આપવો. જો બીજે દીવસે તે આપવામાં આવે તો તે બાબતની પક્ષકારોને નોટીસ આપવી.

૫૭૨ ફેસલો ઈંગરેજીમાં લખવો. પરંતુ જો ઈંગ્રેજી ભાષા જડજની દેશી ભાષા ના હોય અને તે સમજી શકાય તેવી રીતે ઈંગ્રેજીમાં લખી શકે નહી તો, તે જડજની દેશી ભાષામાં લખવો.

૫૭૩ જે ભાષામાં ફેસલો લખવામાં આવેલો હોય તે કોરટની ભાષા ના હોય અને કોઈ પક્ષકારને તેનો તરજુમો

જોઈતો હોય તો તે ફેંસલાનો તરજુમો કરવો, અને ખરો છે એમ નક્કી કરી તે ઉપર જડજે અગર તેના નીમેલા અધિકારીએ સહી કરવી.

૫૭૪ અપીલ કોરટના ફેંસલામાં નીચે પ્રમાણે લખવું જોઈએ.

अ. નિર્ણય કરવાના મુદ્દા.

ब. તે ઉપર ઠરાવ.

क. તેનાં કારણો.

ड. જ્યારે હુકમનામુ ફેરાવામાં આવે અગર તેમાં ફેરફાર કરવામાં આવે ત્યારે જે દાદ આપવામાં આવે તે.

બાદ તે ઉપર ફેંસલો આપે તે તારીખ તથા જડજે અગર જડજો જે મળતા આવે તેમણે સહી કરવી.

૫૭૫ જ્યારે અપીલની સુનાવણી બે અગર વધારે જડજોની બેન્ચ કરે ત્યારે તે જડજોના અગર તેમાંના ઘણાના અભિપ્રાય પ્રમાણે ફેંસલો કરવામાં આવશે. પરંતુ હુકમનામું ફેરાવવામાં અગર તેમાં ફેર કરવાના ફેંસલામાં જો ઘણા જડજોનો અભિપ્રાય મળશે નહી તો તે હુકમનામું બાહાલ રાખવામાં આવશે.

જો વધારે જડજોની કોરટમાંના બે જડજોએ અપીલ સાંભળી હોય અને તે બેઉનો અભિપ્રાય કાયદાની બાબતમાં જુદો જુદો થાય તો તે કામ કોરટના બીજાએક અગર વધારે જડજો તરફ મોકલવું. પછી તે તથા પ્રથમ જે જડ-

જોઇએ સુનાવણી કરી હોય તે તમામ મળી ઘણા જડજોનો અભિપ્રાય થાય તે પ્રમાણે તે અપીલનો ફેસલો કરવો.

પણ જયારે હુકમનામું ફેરવવામાં અગર તેમાં ફેરફાર કરવામાં ઘણા મત થાય નહીં તો તે હુકમનામું બાહાલ રાખવું.

રેફરન્સ કરવાને હાયકોરટ વખતે વખતે નિયમ ઠરાવશે.

૫૭૬ જે જડજનો અભિપ્રાય બીજા જડજોથી જુદો પડે તેમણે ફેંસલો અગર હુકમ પોતાના અભિપ્રાયમાં આવતો હોય તે આપવો તથા તેનાં કારણો લખવાં.

૫૭૭ ફેંસલો હુકમનામું બાહાલ રાખી, તે ફેરવી અગર તેમાં ફેરફાર કરી કરવો. પરંતુ જો અપીલના પક્ષકારો કબુલ થઈ અમુક પ્રકારનો કરવા માગતા હોય તો તે પ્રમાણે કરવો.

૫૭૮ ફેંસલામાં કાંઈ ચુક અગર ગેરશીરસ્તે થવાથી કામના ગુણદોષમાં હરકત થતી નહીં હોય અગર કોરટની હકુમતને હરકત ના હોય તો, કોઈ હુકમનામું ફેરવવામાં આવશે નહીં અગર તેમાં ફેરફાર પણ કરવામાં આવશે નહીં.

## અપીલમાં હુકમનામાં બાબત.

૫૭૯ અપીલકોરટના હુકમનામામાં જે તારીખે ફેંસલો આપેલો હોય તે તારીખ લખવી. અને તેમાં અમુક હકીકત લખવી જોઈએ વિગેરે.

૫૮૦ અપીલના ફેંસલા તથા હુકમનામાની નકલો પક્ષકારોની અરજ ઉપરથી તેમના ખરચથી આપવામાં આવશે.

૫૮૧ સદરહુ કલમમાં બતાવેલા ફેંસલા તથા હુકમના-માની નકલ જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તે કોરટમાં મોકલવી, અને તે નકલો અસલ કા-મના કાગળોનો ભાગ થશે અને તે બાબત દિવાની મુકર-માના રજીસ્ટરમાં નોંધવી.

૫૮૨ બાબ ૫ પ્રમાણે અસલકોરટને જે અધિકાર દાખલ કરવા બાબત છે તે પ્રમાણે અપીલકોરટને આ બ. પ્રમાણે છે.

૫૮૩ અપીલમાં થએલું હુકમનામું અસલ કોરટે અસલદા-વાના હુકમનામા પ્રમાણે બજાવવું.

---

## બાબ ૪૨ મો.

### અપીલના હુકમનામા ઊપરથી અપીલો બાબત.

૫૮૪ આ કાયદામાં અગર બીજા કોઈ કાયદામાં બીજી રીતે ફરમાવવામાં આવ્યું નહી હોય તો હાયકોરટના તાબાની કોરટોએ અપીલમાં જે હુકમનામાં કરેલાં હશે તે ઉપર હાય કોરટમાં નીચે લખેલા સબબોથી અપીલ ચાલશે.

(अ) જો ફેંસલો કોઈ કાયદા અગર કાયદા સમાન બ-ળવાન રીવાજ વિરૂદ્ધ હોય;

(ब) કાયદાનો અગર કાયદા સમાન બળવાન રીવાજનો કોઈ અગત્યનો મુદ્દો ફેંસલામાં નક્કી કરવો રહી ગયો હોય;

(क) આ કાયદા પ્રમાણે અગર બીજા કાયદા પ્રમાણે કામ ચલાવવાની રીતીમાં ચુક અગર ખામી થએલી હોય કે જેથી તેના ગુણદોષની બાબત ફેંસલામાં ચુક અગર ખામી થતી હોય;

૫૮૫ કલમ ૫૮૪માં બતાવેલા સબબ શિવાય બીજી અપીલ ચાલશે નહી.

૫૮૬ સ્માલકાજકોરટને સાંભળવા લાયક રૂ૫૦૦) કરતાં વધારે રકમનો દાવો નહી હોય તો તે ઉપર બીજી અપીલ ચાલશે નહી.

૫૮૭ બાબ ૪૧ ના ઠરાવ આ બાબ પ્રમાણેની અપીલો તથા તે અપીલોમાં થએલા હુકમનામાને લાગુ થશે.

---

## બાબ ૪૩ મો.

### હુકમો ઉપર અપીલ.

૫૮૮ આ કાયદા પ્રમાણે નીચે લખેલા હુકમ શિવાય બીજા હુકમો ઉપર અપીલ ચાલશે નહી.

(अ) કલમ ૨૦ પ્રમાણે દાવાનું કામ ચલાવવાનું બંધ રાખવાના હુકમ,

(ब) કલમ ૩૨ પ્રમાણે કોઈ વાદી અગર પ્રતીવાદીનું નામ કાહાડી નાંખવા અગર સામેલ કરવા બાબત હુકમ,

(क) ક. ૪૪ પ્રમાણે દાવાનું કારણ વધારવા બાબત હુકમ,

(ड) ક. ૪૭ પ્રમાણે દાવાનું કારણ બાતલ કરવા વિષે હુકમ,

(ड़) કલમ ૫૩ ની રકમ ड અને ૫૪ ની રકમ [illegible] અને ड અગર ૫૭ ની રકમ व અને क પ્રમાણે દાવાની અરજી રદ કરવા અગર પાછી આપવા બાબત હુકમ,

(એફ) કલમ ૧૦૨ પ્રમાણે દાવો કાહાડી નાંખ્યાનો હુકમ રદ કરવા બાબત અરજ કરવામાં આવી હોય અને તે નામંજુર કરવામાં આવી હોય તો તે બાબત હુકમ,

(જી) કલમ ૧૨૦ પ્રમાણે કોઈ પક્ષકાર હાજર થવાને કસુર કરે તો તે બાબત હુકમ,

(એચ) ક. ૧૬૮ પ્રમાણે મીલકત જપ્તી થવા બાબત હુકમ,

(આઈ) કલમ ૧૭૬ પ્રમાણે કોરટે માગેલો પુરાવ અગર દસ્તાવેજો રજુ કરવાને ના કહે તે બાબત હુકમ,

(જે) કલમ ૨૪ પ્રમાણે અપીલ થઈ શકે એવાં હુકમનામાં બજાવવાની બાબતમાં તકરારો ઉત્પન્ન થએલી હોય તે બાબતના હુકમો,

(કે) કલમ ૨૫૮ પ્રમાણે હુકમનામાવાળાને ખાત્રી આપી જરૂર પાડી હોય તે હુકમો,

(એલ) કલમ ૨૬૧ પ્રમાણે વેચાણના મુંસદા અથવા શેરાના મુસદાની તકરારની બાબતમાં થએલા હુકમો,

(એમ) કલમ ૩૧૨ પ્રમાણે લીલામ મંજુર અગર રદ કરવા બાબત હુકમ,

(એન) કલમ ૩૫૧-૩૫૨-૩૫૩ અગર ૩૫૭ પ્રમાણે ના-
દારીની બાબતમાં હુકમ,

(ઓ) કલમ ૩૭૦ પ્રમાણે દાવા કાઢી નાંખ્યા બાબત
કરેલી અરજીયો રદ કરયા બાબતના હુકમો,

(પી) ક૦ ૩૭૨ પ્રમાણેની હરકતો રદ કરયા બાબતના હુકમો,

(ક્યુ) કલમ ૪૭૩-૪૭૫ અગર ૪૭૬ પ્રમાણે દરમિ-
યાની દાવા સબંધી થએલા હુકમ,

(આર) કલમ ૪૭૯-૪૮૦-૪૮૧-૪૮૫-૪૯૨-૪૯૩-૪૯૬
અને ૫૦૩ પ્રમાણેના હુકમો,

(એસ) કલમ ૫૧૪ પ્રમાણે લવાદી રદ કરયાનો હુકમ,

(ટી) કલમ ૫૧૮ પ્રમાણે લવાદનો ફેંસલો દુરસ્ત ક-
રયા બાબતના હુકમો,

(યુ) આ કાયદા પ્રમાણે દંડ કરવાનો કાંઈ હુકમ કરેલો
હોય અગર કોઈ સખસને હુકમનામાની બજાવણી શિવાય
કેદ કરવાનો હુકમ કરવામાં આવ્યો હોય તો તે હુકમ,

(વી) કલમ ૫૫૮ પ્રમાણે અપીલ ફરી દાખલ કર-
વાની અરજ નામંજુર કરયાના હુકમ અથવા અપીલ
સાંભળવાની અરજ નામંજુર કરયા બાબતના કલમ
૫૬૦ પ્રમાણેના હુકમો,

(ડબલ્યુ) કલમ ૫૬૨ પ્રમાણે કજીઆ પાછા મોકલવા
બાબતના હુકમો.

આ કલમ પ્રમાણે અપીલમાં જે હુકમો થશે તે છેવટના સમજવા.

૫૮૯ કલમ ૫૮૮ની રકમ (એન) માં જે હુકમ [illegible] લા છે તે ઉપર હાયકોરટમાં અપીલ ચાલશે.

૫૯૦ બાબ ૪૧ મામાં જે કામ ચલાવવાની રીતી બતાવેલી છે તે આ કાયદા પ્રમાણે અગર કોઈ બીજા ખાસ કાયદા પ્રમાણે કરેલા હુકમ ઉપર અપીલોને લાગુ થશે.

૫૯૧ આ બાબમાં ફરમાવ્યા શિવાયની બીજી બાબતમાં કોઈ કોરટે અસલ અગર અપીલની હકુમત વાપરતાં હુકમ કરયો હશે તો તે ઉપર અપીલ ચાલશે નહી, પણ જો કોઈ હુકમનામા ઉપર અપીલ કરવામાં આવી હોય તો તેમાં કાંઈ ચુક અગર ખામી અગર કાંઈ ગેરસીરસ્તે હુકમ થએલો હોય અને તેથી ફેસલાને કાંઈ હરકત થતી હોય તો તે અપીલનો સબબ થશે.

---

## બાબ ૪૪ મો.

### નાદારીમાં અપીલ વિષે.

૫૯૨ આ કાયદા પ્રમાણે અગર હરકોઈ બીજા ચાલુ કાયદા પ્રમાણે હરકોઈ સખસને અપીલ કરવાનો હક થયો હોય અને તે અપીલની અરજીની ફી આપી શકે હેવો ન હોય તો, તેણે અપીલની સાથે નાદારીમાં અપીલ કરવાને

સારૂ એક અરજી આપવી અને તેને બાબ ૨૬-૪૧-૪૨ અને ૪૩ ના નિયમ લાગુ છે વિગરે.

૫૯૩ અરજદારની નાદારી વિશેની તપાસ અપીલકોરટ અગર અપીલકોરટના હુકમથી અસલકોરટ કરી શકે છે.

પરંતુ તેને અસલ કોરટમાં નાદારીમાં કામ ચલાવવા દીધું હશે તો તેની તપાસ કરવાની જરૂર નથી.

---

## બાબ ૪૫ મો.

### કવીન કોંસીલમાં અપીલ કરવા બાબત.

૫૯૪ આ બાબમાં જો બીજો કોઈ ઠરાવ કરવામાં આવ્યો નહી હોય તો હુકમનામું એ સબ્દમાં ફેંસલો તથા હુકમનો સમાસ થાય છે.

૫૯૫ વખતે વખતે મહારાણી ઇનકોંસીલ અપીલો બાબત જે નિયમો બાંધશે તેને અનુંસરીને તથા નીચે જે ઠરાવો કરવામાં આવેલા છે તે પ્રમાણે ચાલશે, અને નીચે લખેલી બાબતમા કવીન કોંસીલમાં અપીલ ચાલશે.

(अ) હાયકોરટે અગર બીજી કોઈ છેવટ હકુમતવાળી અપીલકોરટે કરેલું છેવટનું હુકમનામું હોય તે ઉપર,

(ब) હાયકોરટે પોતાની અસલદિવાની હકુમત વાપરતાં છેવટનું હુકમનામું કરયૂં હોય તે હુકમનામા ઉપર, અને

(क) નીચે ઠરાવ્યા પ્રમાણે મહારાણીની કોંસીલમાં મુક-
રદમો અપીલ કરવા લાયક છે એવું સર્ટિફીકટ આપ-
વામાં આવ્યું હોય ત્યારે,

૫૯૬ કલમ ૫૯૫ માં अ અને ब રકમોમાં જે કામો બતાવેલાં છે તેમાં અસલકોરટમાં દાવો રૂપીઆ દસ હજાર અગર તેથી વધારાનો જોઈએ અને મહારાણીની કોંસીલમાં અપીલ કરતી વખતે પણ આંક કિંવા કીમત પણ તે પ્રમાણે જોઈએ.

અને જે હુકમનામા ઉપર અપીલ કરવામાં આવેલી હોય તે હુકમનામાથી નીચેની કોરટનું હુકમનામું બાહાલ રાખ-વામાં આવ્યું હોય તો અપીલમાં કાંઈ ખરેખરી કાયદાની ત-કરાર હોવી જોઈએ.

૫૯૭ કલમ ૫૯૫ પ્રમાણે ઠરાવ છતાં આ કલમથી કે-ટલાક કામોમાં કવીન કોંસીલમાં અપીલની મને કરેલી છે એ-ટલે હાયકોરટના એકજ જડજે ફેંસલો કર્યો હશે અથવા ઘણા જડજે ફેસલો કર્યો હશે પણ સરખા મતથી ફેંસલો કર્યો હશે તો તે ઉપર અને કલમ ૫૮૬ પ્રમાણે જે હુકમનામાં આખરનાં છે તેના ઉપર કવીન કોંસીલમાં અપીલ ચાલશે નહી.

૫૯૮ જે સખસને મહારાણીની કોંસીલમાં આ બાબ પ્રમાણે અપીલ કરવાની હોય તે સખસે જે હાયકોરટના હુકમના મા વિરૂદ્ધ તે અપીલ કરવાની હોય તે હાયકોરટને અરજી કરવી.

૫૯૯ સદરહુ પ્રકારની અરજી હુકમનામું થયા તારીખ

થી છ અઠવાડ્યાની અંદર કરવી.

પણ [illegible] મુદત રજાની અંદર પુરી થતી હોય તો તે રજા [illegible] પહેલે દીવસે કરવી.

[illegible] કલમ ૫૯૮ પ્રમાણે દરેક અરજીમાં અપીલ કરવાના સબબો [illegible] વા અને કલમ ૫૯૬ પ્રમાણે દાવાની રકમ તથા પ્રકાર છે તેથી અગર બીજી રીતે અપીલ કરવા લાયક છે તે બતાવવું

આવી અરજી આવેથી કોર્ટે સામા પક્ષકાર ઉપર નોટીસ કાહાડવી કે મજકુર સર્ટિફીકટ શા માટે ના આપવું તેનાં કારણ બતાવે.

૬૦૧ જો તે સર્ટિફીકટ આપવામાં ના આવે તો તે અરજી કાહાડી નાંખવી પરંતુ જો તે હુકમનામા ઉપર અપીલ કરવાની હોય તે હુકમનામું હાયકોરટ શિવાય બીજી કોરટનું હોય તો તે હુકમની તારીખથી ૩૦ દીવસમાં અપીલ કરવી.

૬૦૨ જો સર્ટિફીકટ આપવામાં આવે તો અરજદારે હુકમનામાની તારીખથી છ મહીનામાં અગર સર્ટિફીકટ મળ્યા તારીખથી છ અઠવાડ્યામાં બેમાંથી જે તારીખ મોડી પુરી થતી હોય તેમાં અપીલ દાખલ કરવી જોઈએ.

(अ) અપીલના પ્રતીવાદીના ખરચના જામીન આપવા.

ब તરજુમા વિગરેના ખરચ બદલ રકમ અનામત મુકવી.

અને જો અરજદારની મરજી હિંદુસ્થાનમાં કાગળોની નકલો છપાવવાની હોય તો આ કલમની પહેલી રકમમાં બતાવેલી

મુદતમાં ખરચની રકમ અનામત મુકવી.

૧૦૩ જ્યારે સદરહુ પ્રમાણે જામીન આપવામાં આવે અને રકમ પણ અનામત મુકવામાં આવે ત્યારે કોરટ અપીલ દાખલ કરવામાં આવી એવું ઠરાવવાને તથા અપીલના પ્રતીવાદીને નોટીસ આપવાને મુખત્યાર છે. બાદ તે કોરટના શીક્કા સાથે દફતરના કાગળોની નકલો માહારાણીની કોંસિલ તરફ મોકલી દેવી.

૧૦૪ અપીલ દાખલ કરતાં પેહેલાં હરકોઈ વખતે કોરટને કારણ બતાવવા ઉપરથી જામીન કબુલ નહી કરવાને તથા જરૂર જણાય તો બીજો હુકમ કરવાને કોરટ મુખત્યારછે.

૧૦૫ અપીલ દાખલ કરયા પછી પણ માહારાણીની કોંસિલમાં કાગળ મોકલતા પેહેલાં જો જામીન નાલાયક માલુમ પડે અગર તરજુમા વિગરેનું ખરચ વધારે જોઈતું હોય તો તે અપેલન્ટે આપવાને કોરટે મુદત ઠરાવવી વિગરે.

૧૦૬ જો અપીલવાળો સદરહુ કલમમાં ફરમાવ્યા પ્રમાણે ચાલવાને કસુર કરે તો કામ ચાલતું બંધ રાખવું, અને આ બાબત મહારાણીની કોંસીલના હુકમ શિવાય અપીલ ચાલશે નહી.

અને તે દરમિયાન હુકમનામાની બજાવણી બંધ રાખવામાં આવશે નહી.

૧૦૭ જ્યારે માહારાણીની કોંસીલમાં નકલો મોકલતાં કલમ ૧૦૨ પ્રમાણે ભરેલી રકમ વધેલી હોય ત્યારે તે વધેલી રકમ અપીલવાળાને પાછી મળી શકે છે.

૬૦૮ આ બાબ પ્રમાણે અપીલ દાખલ કરવામાં આવી હોય તોપણ કાંઈપણ શરત શિવાય અપીલ દાખલ કરનારી કોરટ જો બીજી રીતે નહી ફરમાવે તો હુકમનામું બજાવવામાં આવશે વિગરે.

૬૦૯ આ કલમમાં અપીલ ચાલતાની દરમિયાનમાં લીધેલા જામીન નાલાયક પડે તો શો ઈલાજ કરવો તે બતાવેલું છે.

૬૧૦ જ્યારે મહારાણીની કૌંસીલનો કોઈ હુકમ બજાવવાને હુકમ મેળવવાનો હોય તો જે કોરટના હુકમનામા ઉપર અપીલ કરાવામાં આવી હોય તે કોરટમાં દરખાસ્ત કરવી વિગરે.

૬૧૧ સદરહુ કલમ પ્રમાણે જે હુકમ કરવામાં આવે તે ઉપર અપીલ ચાલશે.

૬૧૨ હાયકોરટ વખતે વખતે નોટીસ વિગરે બજાવવા બાબત નિયમો બાંધશે અને તે નિયમો સરકારી ગેજીટમાં પ્રગટ કરવામાં આવશે અને તેનો અમલ કાયદા પ્રમાણે હાયકોરટમાં તથા છેવટ હકુમતવાળી અપીલ બાજુની હાયકોરટમાં થશે.

૬૧૩ આ આકટ મંજુર થતાં પેહેલાં હાયકોરટે મહારાણીની કૌંસીલમાં અપીલો કરવા બાબત જે નિયમો કરેલા હશે તેમાંના જે આ આકટના વિરૂદ્ધ નહી હોય તે આ આકટ પ્રમાણે કરેલા છે એમ સમજાવું.

૬૧૪ કલમ ૫૯૫ અને ૬૧૨ માં જે હાયકોરટ એવા

શબ્દ છે તેમાં રંગુનની રીકાર્ડની કારટનો સમાસ થાય છે વિગરે.

૬૧૫ બંગાળાના સન ૧૮૨૮ ના કાયદા ત્રીજાની કલમ ચોથીની રકમ પાંચમીમાં બંગાળાની હાયકારટના ઠરાવ ઉપર અપીલ કરવા બાબત જે નિયમો છે તે આ કાયદા પ્રમાણે છે એમ સમજવું.

૬૧૬ આ કાયદામાં જે કોઈ ઠરાવ છે તેથી મહારાણીની કોંસીલમાં અપીલ લેવાને અગર નામંજુર કરવાને વિગરે બાબતમાં મહારાણીનો જે અખત્યાર છે તે વાપરવાને હરકત પડશે નહી.

# ભાગ ૭ મો.

## બાબ ૪૬ મો.

### હાયકોરટને રેફરેન્સ કરવા બાબત તથા તે કારટે ફરી તપાસ કરવા બાબત.

---

૬૧૭ કોઈ દાવા અગર અપીલ કે જેમાં હુકમનામું થાય તે આખરનું થાય તે દાવા અગર અપીલની સુનાવણી પહેલાં અગર તે વખતે અગર તેવું કોઈ હુકમનામું બજાવવામાં કોઈ કાયદાનો અગર કાયદા સરખા રીવાજનો અગર કોઈ દસ્તાવેજના અર્થનો સ્વાલ ઉત્પન્ન થાય અને તે વિશે કોરટને વ્યાજબી શક પડે તો કોરટ પોતાની મેળે અગર કોઈ પક્ષકારની અરજ ઉપરથી તે કામની હકીકત લખી જે મુદ્દા વિશે શક હોય તે મુદ્દો અને તે વિશે પોતાનો જે અભિપ્રાય હોય તે લખી હાયકોરટના ઠરાવ સારૂ તે મોકલવાને મુખત્યાર છે.

૬૧૮ કોરટની નજરમાં આવે તો સદરહુ પ્રમાણે હાયકોરટને પુછ્યા છતાં તે કામ બંધ રાખે અગર ચલાવે અને હાયકોરટનો હુકમ આવતાં સુધી શરતી હુકમ કરે તોપણ હાયકોરટનો ઠરાવ આવતાં સુધી હુકમનામું બજશે નહી.

૬૧૯ હાયકોરટે સદરહુ કામના બેઉ પક્ષકારોને અગર તેમના વકીલોને સાંભળી પુછેલા મુદ્દાનો ઠરાવ કરવો અને તે ફેસલાની નકલ રજીસ્ટ્રારની સહીથી જે કોરટે પુછેલું હોય તે કોરટને મોકલી દેવી અને તે કોરટે તે કામની વ્યવસ્થા કરવી.

૬૨૦ સદરહુ રીતે પુછતાં જે કાંઈ ખરચ પડ્યેલું હોય તે મુકરદમાનું ખરચ સમજવું.

૬૨૧ જ્યારે કોઈ કામમાં આ બાબ પ્રમાણે હાયકોરટમાં પુછવામાં આવેલું હોય તે કામમાં તે પુછનારી કોરટે કાંઈ હુકમનામું અગર હુકમ કરેલો હોય તે દુરસ્ત કરવાને અગર ફેરફાર કરવાને અગર રદ કરવાને તે કામ પાછું મોકલી શકે છે અને પોતાની નજરમાં આવે તે પ્રમાણે તે હુકમ કરી શકે છે.

૬૨૨ જે કામમાં હાયકોરટમાં અપીલ ચાલી શકતી ના હોય તે કામમાં ફેસલો કરનારી કોરટને કાયદા પ્રમાણે હકુમત ના હોય અગર કાયદા પ્રમાણે જે હકુમત હોય તે વાપરવાને કસુર કરી હોય તો કોરટ તે કામના કાગળો મંગાવી પોતાની નજરમાં આવે તેવો હુકમ કરી શકે છે.



# ભાગ ૮ મો.

## બાબ ૪૭ મો.

### ફેસલાની ફરી તપાસ બાબત.

---

૬૨૩ જે કામમાં હુકમનામા ઉપર અપીલ ચાલતી હોય પણ તે કરવામાં આવી ના હોય તે હુકમનામાથી કોઈ પક્ષકાર અસંતોષ હોય અગર જે હુકમનામા અગર હુકમ ઉપર આ કાયદાથી અપીલ ચાલી શકે એવું ના હોય તેથી અગર સ્માલકાજકોરટના પુછવા ઉપરથી જે ફેંસલો થયો હોય તે ઉપરથી કોઈ સખસ અસંતોષ થએલો હોય તે સખસે જે વખત હુકમનામું અગર હુકમ કરવામાં આવ્યો તે વખતે યોગ્ય તત્પરતા રાખ્યા છતાં કાંઈ અમુક હકીકત તેના જાણવામાં આવી ના હોય અને તે રજુ કરી શકયો ના હોય અગાર તેવી નવી અગત્યની હકીકત તથા પુરાવ હાથ લાગ્યો હોય અગર દફતર જોતા કાંઈ ભુલ અગર ચુક દેખીતી થએલી હોય અગર હરકોઈ બીજા પાકા કારણને લીધે કાંઈ હુકમ અગર હુકમનામાની ફરી તપાસ કરાવવાને ઈચ્છા રાખતો હોયતો, તેણે તે હુકમનામું અગર હુકમ કરનારી કોરટને અગર તે કોરટનું કામ જે કોરટને સોંપવામાં આવ્યુ હોય તે કોરટને ફેંસલાની ફરી તપાસ કરવા અરજ કરવાને મુખત્યાર છે વિગેરે.

૬૨૪ તે અરજી હાયકોરટ શિવાય બીજી કોરટનો ફે-

સલો હોય તો તે ફેંસલો આપનાર જડજને કરવી.

૬૨૫ તે અરજી અપીલની યાદદાસ્તના રૂપમાં લખવી.

૬૨૬ જો કોરટને એમ માલમ પડે કે ફરી તપાસ કરવાને કાંઈ જોઈતા સબબ નથી તો કોરટે તે અરજ નામંજુર કરવી. પણ જો જોઈતા સબબ હોય તો જડજે પોતાના હાથથી સબબો લખી મંજુર કરવી.

પણ સામા પક્ષકારને હુકમનામાની પુષ્ટીમાં સાંભળવાને નોટીસ આપ્યા વિના તે અરજ મંજુર કરવાનો હુકમ કરવો નહી.

વળી જે નવી હકીકત અગર પુરાવ હુકમનામું અગર હુકમ થયો તે વખતે અરજદારના જાણવામાં હતો નહી અગર રજુ થઈ શકે એવો હતો નહી એવું જે અરજદારનું કેહેવું હોય તેનો ખરેખરો પુરાવ ના હોય તો તે અરજી મંજુર કરવી નહી.

૬૨૭ જ્યારે કોઈ જડજે અગર જડજોએ કાંઈ હુકમનામું અગર હુકમ કરેલો હોય અને જે કોરટમાં તે કરેલો હોય તેને તે કોરટમાં તે જડજ અગર જડજો કાયમ હોય અને ફરી તપાસની અરજી કરયા તારીખથી છ માસ ગેરહાજરી અગર બીજા કારણથી તે હુનમનામાનો અગર હુકમનો જે બાબતમાં આ અરજી આપવામાં આવી હોય તેનો વિચાર કરવાને અટકાવ ના થાય તો, તે અરજી તે જડજ અગર જડજો સાંભળશે, અને બીજા જડજ અગર જડજો સાંભળશે નહી.

૬૨૮ જો ફરી તપાસની અરજી એક કરતાં વધારે જડજોએ સાંભળેલી હોય અને તે વિષે કોરટના અભિપ્રાયમાં

સરખા ભાગ પડે તો તે અરજી નામંજુર કરવી, પણ જો ઘણા મત થાય તો તે ઘણા મત પ્રમાણે ઠરાવ કરવો.

૧૨૯ અરજી નામંજુર કર્યાનો હુકમ છેવટનો છે એમ સમજવું; પણ જ્યારે તે મંજુર કરવામાં આવે ત્યારે તે ઉપર કેટલાક સબબોથી હરકત લેઈ શકાય છે અને તે હરકતો તે હુકમ ઉપર અપીલ કરી તુરત લેવી અગર હુકમનામામાં અપીલ કરી તુરત લેવી વિગરે.

अ. કલમ ૧૨૪ થી અરજી વિરૂદ્ધ છે તેથી,

ब. કલમ ૧૨૬ થી વિરૂદ્ધ છે તેથી,

क. ઠરાવેલી મુદત વીતી ગયા પછી અને વ્યાજબી કારણ વગર કરેલી છે તેથી,

આવી હરકતો અરજી મંજુર કરવાના હુકમ ઉપર એકદમ અપીલ કરીને લેઈ શકાય છે કિંવા મુકરદમાના છેવટ પરીણામ ઉપરની અપીલ કરવામાં આવે તેમાં લેઈ શકાયછે.

આવી અરજી અરજદારની ગેરહાજરીથી કાઢી નાખવામાં આવે તો ગેરહાજરીનું કારણ બતાવવાથી ફરી તપાસમાં લેઈ શકાય.
ફરી તપાસનો જે ફરી તપાસ થયો હશે તેની ફરી તપાસ થશે નહી.

આ કલમ પ્રમાણે હુકમ કરતાં પેહેલાં સામા પક્ષકારને નોટીસ આપવી જોઈએ.

૧૩૦ જ્યારે ફરી તપાસની અરજી મંજુર કરવામાં આવે ત્યારે તે રજીસ્ટરમાં નોંધવી અને મુકરદમાની સુનાવણી તરત કરવી અગર સુનાવણી બાબત જે વ્યાજબી લાગે તેવો હુકમ કરવો.

# ભાગ ૯ મો.

## બાબ ૪૯ મો.

### બાદશાહી સનંદથી સ્થાપેલી હાયકોરટ સબંધી ખાસ નિયમો.

---

૬૩૧ આ બાબ જે હાયકોરટો છે તેને અગર હવે પછી જે સ્થાપવામાં આવશે તેને લાગુ છે.

૬૩૨ આ બાબમાં જે ઠરાવ છે તે શિવાય આ કાયદાના ઠરાવો હાયકોરટને લાગુ છે.

૬૩૩ હાયકોરટ પુરાવ લેવાને તથા ફેંસલા તથા હુકમો દફતરમાં લખવાને વખતે વખતે નિયમ કરી ફરમાવે તે પ્રમાણે કરવું.

૬૩૪ જ્યારે હાયકોરટની નજરમાં એમ આવે કે હુકમનામું પોતાની અસલ દિવાની હકુમત વાપરતાં કરવામાં આવેલું છે, તેમાં ખરચ નક્કી કરતાં પેહેલાં તે બજાવું જરૂર છે તો, ખરચ શિવાય તે બજાવવાને એકદમ હુકમ કરવાને મુખત્યાર છે. અને ખરચ નક્કી થાય એટલે તે બજી શકે છે.

૬૩૫ આ કોરટની સામાન્ય અસલ હકુમતમાં કોઈ સખસને બીજાની તરફથી કોરટને અરજ કરવાને અગર શાહેદીયો તપાસવાને અખત્યાર છે એવું આ કાયદાથી સમજવું

નહી, પણ જયારે ચારટર પ્રમાણે આડવોકેટ, વકીલ અને અ ટર્નીની, બાબત નિયમ કરે ત્યારે તે થઈ શકે છે.

૬૩૬ હાયકોરટમાં સાક્ષી વિગરેના સમનો આટર્ની વિગરે તેમના નીમેલા માણસો બજાવી શકે છે.

૬૩૭ ઈનસાફની રૂઈનું ના હોય (નાન જુડીશીઅલ હોય) અગર અર્ધા ઈનસાફની રૂઈનું કામ હોય તો તે અને કલમ ૪૯૪ પ્રમાણે હિસાબ તપાસવાને કોરટના રજીસ્ટ્રારને અગર બીજા કોઈ આફીસરને નીમી શકાય છે.

આ કલમ પ્રમાણે ઈનસાફની રૂઈનું અને અર્ધા ઈનસાફની રૂઈનું કીયું કામ છે તે હાયકોરટ વખતે વખતે રૂલ કરી ઠરાવશે.

૬૩૮ આ કાયદાની કલમ ૧૬ અને ૧૭ કલમ ૫૪ ની રકમ अ અને ब અને કલમ ૫૭–૧૧૯–૧૬૦–૧૮૨ થી તે ૧૮૫ સુધી તથા ૧૮૭–૧૮૯–૧૯૦–૧૯૧–૧૯૨–૧૯૮ થી તે ૨૦૬ સુધી ૨૬૧ અને કલમ ૪૦૯ હાયકોરટની અસલ સાધારણ અગર અસાધારણ દિવાની હકુમતને લાગુ થશે નહી અને કલમ ૫૭૯ હાયકોરટની અપીલ બાજુને લાગુ થશે નહી.

આ કાયદો હાયકોરટની નાદાર દેવાદારની બાબતમાં લાગુ થશે નહી.

૬૩૯ હાયકોરટ વખતે વખતે કામ ચલાવવાને માટે નિયમ બાંધી શકે છે વિગરે.

# ભાગ ૧૦ મો.

## બાબ ૪૯ મો.

### પરચુરણ બાબત.

---

૬૪૦ જે ઓરતને દેશની રીત તથા રીવાજ પ્રમાણે બહાર આવવાને ફરજ પાડી શકાતી નથી તેને કોરટમાં હાજર નહી થવાને માફી આપવી. પરંતુ કોઈ દિવાની પ્રોસેસ બજાવવુ હોય તો તેને પકડવાને હરકત નથી.

૬૪૧ જે સખસોની પદવી સરકારના અભિપ્રાયમા એવી હોય કે તેઓને કોરટમાં હાજર નહી થવાને માફી આપવી જોઈએ, તો સ્થાનિક સરકાર સરકારી ગેજીટમાં જાહેરખબર કરી તેઓને કોરટમાં જાતે હાજર નહી થવાને છુટ આપી શકે છે. અને તેવીજ જાહેરખબર કરી તે હક ખેંચી લેઈ શકે છે વિગરે.

૬૪૨ કોઈ જડજ અગરે માજીસ્ટ્રેટ અગર બીજા કોઈ ન્યાયાધિકારી જ્યારે કોરટમાં જતાં હોય અગર કોરટમાં બીરાજેલા હોય અગર તે કોરટમાંથી પાછા આવતા હોય ત્યારે તેમને આ કાયદા પ્રમાણે પકડી શકાશે નહી.

અને હવે પછી ઠરાવ કરવામાં આવ્યો છે તે શિવાય મુકરદમાના પક્ષકારો તથા તેઓના વકીલો તથા કબુલ કરેલા

મુખત્યારો સિવીલ કોરટમાં મુકરદમાના કારણસર જાતા હોય અગર તે કોરટમાં હોય અગર કોરટમાંથી પાછા આવતા હોય તો તેઓને આ કાયદા પ્રમાણે પકડવામાં આવશે નહી અને તેજ પ્રમાણે સમન્સના હુકમથી જે શાહેદી હોય તેમને પણ માફી છે.

૬૪૩ કોઈ કોરટમાં કોઈ મુકરદમો ચાલતો હોય અને કોરટની નજરમાં હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ ૧૯૬-૧૯૯-૨૦૦-૨૦૫-૨૦૬-૨૦૭-૨૦૮-૨૦૯-૨૧૦-૨૬૩-૪૭૧ ૪૭૪-૪૭૫-૪૭૬ અગર ૪૭૭ પ્રમાણે ગુન્હો થયા બાબત કોઈ સખસને તેની તપાસ થવા માજીસ્ત્રેટ તરફ મોકલવો જોઈએ તો, કોરટ તે તોહમતવાળાને પોતે ઉઠે ત્યાંહાં સુધી બેસાડવાને મુખત્યાર છે. અને પછી કોરટ તેને માજીસ્ત્રેટ તરફ પેહેરામાં મોકલે અગર માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થવાને જોઈતા જામીન લે.

૬૪૪ આ આકટ લગાયત ચોથું પરિશિષ્ટ જોડેલુંછે તેમાં જે નમુના બતાવ્યાછે તે નમુના આ આકટના કારણસર વાપરવા.

૬૪૫ સ્થાનિક સરકાર બીજી રીતે ફરમાવે નહી ત્યાંહાં સુધી હાયકોરટના તાબાની કોરટની ભાષા આ કાયદો મંજુર થતી વખતે અમલમાં હોય તે જારી સમજવી.

પણ વખતે વખતે સ્થાનિક સરકાર કેઈ ભાષા દરેક કોરટની સમજવી તે ઠરાવવાને મુખત્યાર છે.

૬૪૬ સ્માલકાજ કોરટના રજીસ્ટ્રારને કાયદા અગર કાયદા

સરખા બળવાન રીવાજનો અગર દસ્તાવેજના અર્થનો અંદેશો પડેતો તેમણે જડજનો અભિપ્રાય લેવો, અને તમામ ઠરાવ જડજને અંદેશો પડવા બાબત જે છે તે રજીસ્ટ્રારની બાબતમાં લાગુ પડશે.

૬૪૭ આ કાયદામાં જે રીત ફરમાવી છે તે રીત પ્રમાણે કોઈ પણ દિવાની હકુમતની કોરટમાં દાવા તથા અપીલો શિવાય ના બધા કામોમાં જ્યાંહાં સુધી લાગુ પડે ત્યાંહાં સુધી ચાલવું.

૬૪૮ જ્યારે કેઈ સખ્સને આ કાયદા પ્રમાણે પકડવો હોય અગર મીલકત જપ્તી કરવી હોય, અને તે સખ્સ અ- ગર મીલકત જે જીલ્લામાં તે પકડવાનું અગર મીલકત જપ્તી કરવાનું વારંટ કાહાડનારી કોરટ હોય તે જીલ્લાની બાહાર હોય, ત્યારે તે કોરટે જે જીલ્લાની સ્થાનિક હકુમતની અંદર તે સખ્સ અગર મીલકત હોય તે જીલ્લાની કોરટમાં વારંટ અગર હુકમની નકલ તથા પકડવાનું અગર જપ્તી કરવાનું આશરેથી ખરચ મોકલવું.

જીલ્લાકોરટે તે નકલ તથા ખરચની રકમ આવે, પો- તાના અમલદાર પાસે અગર તાબાની કોરટ મારફતે તે સ- ખ્સને પકડાવવો અગર મીલકત જપ્તી કરવી, અને તે બા- બતની વારંટ અગર હુકમ કાહાડનારી કોરટને ખબર આ- પવી અને તે કોરટ તરફ તે સખ્સને મોકલી દેવો.

૬૪૯ બાબ ૧૯ મામાં જે નિયમો છે તે હરકોઈ દિ-

વાની પ્રોસેસ બજાવવામાં લાગુ થશે.

૬૫૦ બાબ ૧૪ તથા ૧૫ જે સાક્ષીઓ સબંધી છે તે સખસોની શાહેદી અગર દસ્તાવેજ આ કાયદા પ્રમાણે જે કામમાં રજુ કરાવવા હોય તેને લાગુ થશે.

૬૫૧ કોઈ સખસને આ કાયદા પ્રમાણે પકડવામાં આવતો હોય અગર કોઈ દિવાનીકોરટના વારંટથી પકડવામાં આવતો હોય અને તે પકડવામાં સામો થાય અગર કાયદા વિરૂદ્ધ હરકત લે અગર આ કાયદા પ્રમાણે પેરામાં હોય ત્યાંહાંથી નાસવાની મેહેનત કરે તો, તેને માજીસ્રેટની રૂબરૂ તે ગુન્હો શાબિત થવાથી છ મહીના સુધીની કેદની શિક્ષા થશે અગર રૂ૧૦૦૦) સુધી દંડને પાત્ર થશે અગર તે બેઉ શિક્ષાને પાત્ર થશે.

૬૫૨ દિવાની કામ ચલાવવાની રીતી બાબત હાયકોરટ વખતે વખતે આ કાયદાને અનુસરીને નિયમો બાંધવાને મુખત્યાર છે અને તે સરકારી સ્થાનિક ગેજીટમાં પ્રસિદ્ધ કરવામાં આવશે અને તેને કાયદા સરખા બળવાન ગણવામાં આવશે.

## પરિશિષ્ટ ૧ લું.

આ પરિશિષ્ટમાં કિયા કિયા સ્ટાટ્યુટ તથા કિયા કિયા આકટો રદ કરેલા છે તે બતાવેલું છે.

## પરિશિષ્ટ ૨ જું.

આ પરિશિષ્ટમાં આ કાયદાના કિયા કિયા બાબ તથા કલમો જીલ્લાની સ્માલકાજકોરટને લાગુ છે તે બતાવેલું છે.

## પરિશિષ્ટ ૩ જું.

આ પરિશિષ્ટમાં આ કાયદાની કલમ ૭ પ્રમાણે મુંબાઇના કાયદા બતાવેલા છે.

## પરિશિષ્ટ ૪ થું.

આ પરિશિષ્ટમાં નમુના બતાવેલા છે.



# જાહેર ખબર*

આ કાયદો અમારા છાપખાનામાંથી મળશે કીમત
અને દેશાવરવાળાએ ટપાલના રૂ૦-૨-૦ જુદા મોકલવા.

આ કાયદાની જેટલી પરતો ખપાવશે તેને ૬ા ટકા પ્રમાણે કમીશન આપીશું.

આ શિવાય બીજી હરેક તરેહના કાયદા વગરે અમારે અહીં પુસ્તકો વેચાય છે, તથા અમદાવાદ સમાચાર નામનું અઠવાડીએ ન્યુસપેપર કીમત વરસના ટપાલ સુધાંત રૂ ૬ાા= અને "ઇંડ્યન લા રીપોર્ટસ" નામનું મહીને મહીને ચોપાનિયું છપાય છે કીમત ટપાલ સુધાંત વરસે રૂ૭-૬-૦ લેવામાં આવે છે.

(સહી) લલુભાઈ સુરચંદ.
અમદાવાદ સમાચાર તથા ન્યાયતત્વનો એડીટર.